ॐ

तत्सत् श्री सद्गुरुभ्यो नमः

श्रीमद श्रोत्रिय ब्रह्मनिष्ठ श्री शुकाचार्य महाराज

विरचित

# श्रीशुकसिद्धान्तप्रकाश

(पंचरत्न साथे)

—[×]—

પ્રકાશક—

શુકદેવોપાસક નગીનલાલ ગંગારામ કાપડીઆ
મુ. અંકલેશ્વર

મુદ્રકઃ—

ભાઇલાલ ઝવેરભાઇ પટેલ
નવયુગ મુદ્રણાલય, સુરત

સંવત ૧૯૮૧ આષાઢ શુકલ ૧૧

મૂલ્ય રૂ. ૦-૪-૦ (ચાર આના)

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૧૨,૪૯૬

શ્રી ગણેશાયનમઃ

# શ્રી હરિશરણાષ્ટક

ધ્યેય વદન્તિ શિવમેવ હિ કેચિદન્યે શક્તિ ગણેશમપરે તુ દિવાકરં
રૂપૈસ્તુ તૈરપિ વિભાસિ યતસ્ત્વમેવ તસ્માત્ત્વમેવ શરણં મમ શંખપાણે ।૧।
નો સોદરો ન જનકો જનની ન જાયા નૈવાત્મજો ન ચ કુલં વિપુલં બલં વા।
સદૃસ્યતે ન કિલ કોઽપિ સહાયકો મે તસ્મા૦ ।૨।
નોપાસિતા મદમપાસ્ય મયા મહાન્તસ્તીર્થાનિ ચાસ્તિકધિયા નહિ સેવિતાનિ।
દેવાર્ચનં ચ વિધિવન્ન કૃતં કદાપિ તસ્મા૦ ।૩।
દુર્વાસના મમ સદા પરિકર્ષયન્તિ ચિત્ત શરીરમપિ રોગગણા દહન્તિ।
સઞ્જીવનં ચ પરહસ્ત ગતં સદૈવ તસ્મા૦ ।૪।
પૂર્વં કૃતાનિ દુરિતાનિ મયા તુ યાનિ સ્મૃત્વાખિલાનિ હૃદયં પરિકમ્પતે મે।
ખ્યાતા ચ તે પતિતપાવનતા તુ યસ્મા તસ્મા૦ ।૫।
દુખં જરાજનનજં વિવિધાશ્ચ રોગાઃ કાકશ્વસૂકરજનિર્નિરયે ચ પાતઃ।
ત્વદ્વિસ્મૃતેઃ ફલમિદં વિતતં હિ લોકે તસ્મા૦ ।૬।
નીચોપિ પાપવલિતોઽપિ વિનિન્દિતોઽપિ બ્રુયાત્તવાહમિતિ યસ્તુ કિલૈકવારમ્।
ત યચ્છસીશ નિજલોકમિતિ વ્રતં તે તસ્મા૦ ।૭।
વેદેષુ ધર્મવચનેષુ તથાગમેષુ રામાયણેપિ ચ પુરાણકદમ્બકે વા।
સર્વત્ર સર્વવિધિના ગદિતસ્ત્વમેવ તસ્માત્વમેવ શરણં મમ શંખપાણે ।૮।

હરિઃ ઓમ્ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

# વિષયાનુક્રમણિકા

# સૂચના

શ્રી શુકદેવ વાનપ્રસ્થાશ્રમ-યા-ભાગવત મંડળના કાર્યને નિભાવી વૃદ્ધિ કરવા શ્રેયઃ સાધક વગેરે મદદ આપવી.

નિયમો તથા વ્યવસ્થા જાણવા મળો યા લખો-

શ્રી સદ્‍ગુરૂ શુકદેવ આજ્ઞાથી

શ્રી શુકદેવોપાસક

તંત્રી-હીરાલાલ છગનલાલ તારકશ

મુ. અંકલેશ્વર.

!! શ્રી શુકદેવો વિજયતે !!

# અર્પણપત્રિકા

મ્હારા પ્રેમી હરિજનો ! હું મ્હારા સદ્‌ભાગ્યનું શુ વર્ણન કરૂ ? કહ્યું છે કે **मोक्ष मूलं गुरु कृपा ।** અર્થાત્ "શ્રી સદ્‌ગુરૂ દેવની જેના ઉપર કૃપા થાય છે, તેનુંજ કલ્યાણ છે." એમ શ્રી શંકર ભગવાને શ્રીમુખે પાર્વતીજીને કહ્યું છે. તો તે સદ્‌ગુરૂ દેવની મ્હારા જેવા રંક સેવક ઉપર કેટલી બધી કૃપા થઇ ? અહો ! કોટિ જન્મના પુણ્ય કર્મનો ઉદય થાય ત્યારેજ **પ્રગટ પુરૂષોત્તમની** પ્રાપ્તિ થાય છે. શ્રી સદ્‌ગુરૂ પ્રભુની મારા ઉપર પૂર્ણ કૃપા થઇ એમ હું માનું છું. કારણ કે સદ્‌ગુરૂ મહારાજ નિરંતર પ્રગટ પુરૂષોત્તમ શ્રી શુકદેવ મૂર્તિ કલ્પતરૂ શ્રીમદ્ ભાગવતજી વિષેજ નિમગ્ન રહેતા તેઓશ્રીએ શ્રી પરબ્રહ્મની ઇચ્છાથીજ પ્રેરણા કરાયલો આ ગ્રન્થ બહાર પાડવા ઇચ્છા જણાવી, એટલે પરમ ગુરૂભકત શ્રી શુકદેવ સ્વરૂપમાં તલ્લીન રહેનાર મ્હારા વડિલ ગુરૂ બન્ધુ શ્રીયુત્ હીરાલાલ ભાઇએ એ વાકયોને વધારી સર્વ સ્પષ્ટ લખી અને સુરત સત્સંગ ભુવનના હમારા પૂજ્ય સદ્‌ગુરૂ હસ્ત શ્રી હરિપ્રસાદ મહારાજશ્રીએ. પ્રુફ સુધારી, છપાવી, પ્રગટ કરવા મને હિંમત આપી તે માટે એમના પણ અત્રે હું અત્યંત આભાર માનું છું, માટે આ અમૂલ્ય ગ્રન્થ મુમુક્ષુ હરિજનોને, શ્રવણ મનન કરી પોતાનું સાર્થક કરે, એ કારણથી હું મ્હારા સ્વર્ગસ્થ પૂજ્ય સ્વરૂપ મામાશ્રી શા. ચુનિલાલ પ્રાણજીવનદાસ જેઓએ મારી છેક બાલ્યાવસ્થાથી બરદાસ્ત રાખી, પોતાની અત્યંત પ્રેમ દૃષ્ટિની છાયામાં ઉછેરી

હાલની કંઇક સમજ કોટિમાં લાવી મૂકયો છે, તેમના શ્રેયાર્થે આ પુસ્તક હું મ્હારા સદ્‌ગુરૂ પરબ્રહ્મ પરમાત્માના ચરણ કમળમાં સેવારૂપે અર્પણ કરૂં છું, જેથી સર્વના અંતર્યામિરૂપે રહેલા પ્રભુશ્રી સદ્‌ગુરૂદેવ પ્રસન્ન થઇ શ્રવણ મનન કરનાર સર્વ સાધકોનુ કલ્યાણ કરો. ઇતિશમમ્

**લી. શ્રી સદ્‌ગુરૂ શ્રી શુકદેવ કિંકર**
**નગીનલાલ ગંગારામ કાપડીઆના**
**સપ્રેમ યથાયોગ્ય સહીત જયશુકદેવ**



**!! શ્રી સદ્ગુરૂ ચરણ કમલેભ્યો નમઃ !!**

# દીપક મહાત્મ્ય

## સમજુ હરિજનોને શુભ સમાચાર

મ્હારા પ્રેમી હરિજનો !! આ પ્રચંડ કલિયુગમાં પરબ્રહ્મ પરમાત્મા સદ્ગુરૂ સચ્ચિદાનંદ પ્રકટ પુરૂષોત્તમના ચરણ કમલમાં અનેક પ્રકારનું સંકલ્પ વિકલ્પ કરતું મન ઠરવું બહુજ કઠીણ છે. માટેજ શ્રી કૃષ્ણચન્દ્ર ભગવાને ભગવદ્ ગીતામાં લખ્યુ છે કે **आश्चर्य वत्पस्यति कश्चिदेनम्!!** ઇત્યાદિ વાકયોનું તાત્પર્ય એકે કેટલાક એ પરમાત્માના સ્વરૂપને શાસ્ત્રના તથા આચાર્યના **ઉપદેશથી** આશ્ચર્યની પેઠે જુવે છે. તાત્પર્ય કે પોતે અસંભવના દોષથી દુષિત હોય છે; માટે ગુરૂએ અને શાસ્ત્રોએ ઉપદેશ કરાયલા સર્વત્ર વ્યાપક, નિત્ય, જ્ઞાન અને આનંદમૂર્તિ, એવા આત્માના અલૌકિક રૂપને ઇન્દ્રજાલની પેઠે અસંભવિત હોય તેમ આશ્ચર્ય પામીને જુવે છે. કોઈ પુરૂષ આત્માને આશ્ચર્ય પામીને જુવે છે, કોઈ પુરૂષ આત્માને આશ્ચર્ય કારક વસ્તુની પેઠે વર્ણવે છે. ત્રીજો કોઈ પુરૂષ આત્માને આશ્ચર્યકારક વાર્તા સાંભળતો હોય તેમ સાંભળે છે. અને કોઈ વિપરિત ભાવનાવાળો મનુષ્ય આત્માના સ્વરૂપને સાંભળ્યા છતાં પણ તેને યથાર્થ રીતે ઓળખી શકતો નથી તેમ વક્તા પોતે પણ આત્મ સ્વરૂપનું કથન કરે છે. પરન્તુ આત્માના સ્વરૂપને યથાર્થ રીતે સમજતો નથી; માટે સાધકની વૃત્તિ કોઇ મુર્તિમાં ચોંટતી નથી; પણ **आत्म ज्योतिः परब्रह्म** !! "આત્મ સ્વરૂપ પરબ્રહ્મ છે.' જ્યોતિ પ્રત્યક્ષ રૂપે દીપક સ્વરૂપ છે. માટે ઘણા મહાત્માઓ આત્મપુરાણ અને શ્રીમદ્

ભાગવતમાં પણ શુકદેવજી જેવા એ દીપકનુ સાદૃશ્ય આત્મસ્વરૂપ ને આપ્યું છે. તે પ્રમાણે ઘણાક સાધકો દીપક પ્રકટાવી જ્યોતિનુ ધ્યાન ધરે છે; તે યથાર્થજ છે. તેનો અનુભવ શ્રી સદ્ગુરૂદ્વારા યથાર્થ મળી શકે છે, એમ જાણી શ્રી સદ્ગુરૂ મહારાજે હરિજનોના કલ્યાણને અર્થે પ્રગટ પુરૂષોત્તમ દીપ બ્રહ્મનું સ્થાપન કર્યું છે, તેનો ખર્ચ સદ્ગુરૂ કૃપાથી એક હરિજન પણ આપી શકે, છતાં પણ સર્વને સરખુ પુણ્ય પ્રાપ્ત થાય, એ હેતુથી માત્ર વર્ષ દિવસે એક રૂપીઓજ સાધક પાસે લેવો એવો શ્રી સદ્ગુરૂ દેવનો અભિપ્રાય છે. માટે મારા પ્રેમી બન્ધુઓ આ અલભ્ય લાભ લેવા માટે પોતાનું નામ નોંધાવશો–એજ વિનંતિ.

લી૦ શ્રી શુકચરણ શરણ

રંક દાસાનુ દાસ

**શા. નગીનલાલ ગંગારામ કાપડીઆના**

સપ્રેમ જયશુકદેવ સ્મરણ

તા. ક. દરેક હરિજન ભાઈએ એ આ દીપક ફંડમાં જે શ્રદ્ધા હોય ને આપવું હોય તે ધનતેરસથી લાભ પાંચમ સુધીમાં શ્રી શુકદેવજીના મન્દિરમાં મોકલાવે, કારણ કે દિવાળીના દિવસમાં સદ્ગુરૂ મન્દિરમાં દીવો કરવા એના જેવુ બીજુ પુણ્ય શું હોય? **सुज्ञेषु किंबहुना !!**

"શ્રીશુકદેવપ્રસાદ"

શ્રેયઃસાધક માટે

# કર્તવ્ય વિધિ

**શ્રી શુકદેવાશ્રિત શ્રેયસાધક વર્ગના નિત્ય નિયમો.**

(૧) ઇશ્વર સર્વ વ્યાપક-સર્વેશ્વર-સર્વાંતર્યામી છે, એવો દૃઢ નિશ્ચય રાખી સાકાર નિરાકારના વાદવિવાદમાં પડવું નહિ.

(૨) શબ્દ સ્વરૂપ શ્રી શુકદેવજી પ્રણવમૂર્તિ સર્વવ્યાપક છે અને તેજ સર્વના પરમ ગુરૂ છે.

(૩) શ્રોત્રિય બ્રહ્મનિષ્ટ તથા જે અભેદવાદી હોય તેનોજ ઉપદેશ ગ્રહણ કરવો.

(૪) ઇશ્વરજ સર્વ મનોરથ પૂર્ણ કર્ત્તા છે, એવો દૃઢ નિશ્ચય રાખી ઢોંગી ધુતારાઓના વચનથી ફસાવું નહિ તેમજ કોઇ ચમત્કારથી લોભાવું નહિ.

(૫) પરમેશ્વર એક છે અને ગણપતી, દેવિ, શંકર વિગેરે સર્વે ઇશ્વરની મૂર્તિ છે, પણ તે જૂદા છે એમ કદી માનવું નહિ. કારણ કે સર્વશકિતમાન પ્રભુએ જેવાં જેવાં કાર્યો કરવાં હોય તેવાં તેવાં સ્વરૂપ ધારણ કર્યાં છે.

(૬) બ્રાહ્મણ, સંત વિગેરે સત્પાત્રોની, પરમેશ્વરનું સ્વરૂપ જાણી તેની શકિત પ્રમાણે સેવા કરવી પણ તે શ્રાપ આપશે, કે અનુગ્રહ

કરશે એવો જરા ભય કે લોભ રાખવો નહિ, કારણ કે દયાળુ પ્રભુ કોઇ દિવસ કોઇનું બગાડતાંજ નથી.

(૭) સંસાર મિથ્યા નાશવંત છે એવો દૃઢ નિશ્ચય કરી વહેમોને અંતરમાંથી દુર કરવા; કારણ કે જેવો વહેમ (સંશય) રાખીએ તેવુંજ ફળ થાય છે.

(૮) સદ્‌ગુરૂએ આપેલા ગુરૂ મંત્રનો જપ જરા પણ વિસારવો નહિ, તથા એ પાંચ તત્ત્વમાં સર્વ બ્રહ્માંડ આવી ગયું છે એમ જાણી એજ મંત્ર તારક અને સર્વોપરી છે એવી દૃઢ આસ્થા રાખી અર્થ-પૂર્વક જાપ કરવો.

(૯) કોઇની નિંદા કરવી નહિ, તેમજ કોઇનો તિરસ્કાર કરવો નહિ તથા કોઈ સાથે વૈર રાખવું નહિ.

(૧૦) ચોરી, જારી, હિંસા અસત્ય અને વ્યસન તેને ત્યાગ કરવાં, તથા એ પાંચ અવગુણોવાળો હોય તેનો સંગ કરવો નહિ.

(૧૧) આત્મા સત્ય છે અને જગત મિથ્યા છે તથા હું પૂર્વ-કર્મના સંબંધથી એ જગત સાથે જોડાયો હતો તે હવે ગુરૂકૃપાથી મુકત થયો છું એમ માનવું.

(૧૨) નિત્ય સત્સંગ તથા શાસ્ત્રનો એટલે ગીતા, ભાગવત, વિષ્ણુ સહસ્ત્રનામ, યોગવાશિષ્ઠ વિગેરેનો અભ્યાસ રાખવો.

(૧૩) શકિત પ્રમાણે શુદ્ધતા રાખવી અને વર્ણાશ્રમના ધર્મો યથાશકિત પાળવા.

(૧૪) વિવેક વૈરાગ્યાદિ સાધનો મારામાં કેટલાં છે અને કેટલાં ન્યૂન છે, તેનો અને પ્રભુ પ્રસન્ન થાય એવાં કેટલાં કામ થયાં અને ગેરવ્યાજબી કેટલા થયાં તેનો દરરોજ સુતી વખતે વિચાર કરવો.

(૧૫) માયા મહા પ્રબળ હોવાથી તેમાંથી છુટવું અત્યંત કઠણ છે, એમ જાણી જીવપણાની કંજુસાઇ અને સંકોચ છુટવા માટે પોતાની કમાઇમાંથી રૂપીએ આનો, અર્ધો આનો અથવા પૈ ઇશ્વર પ્રિત્યર્થે કાઢવી, તથા વરસ દિવસમાં થોડા દિવસ તિર્થવાસ નિમિત્ત કાઢવા.

(૧૬) દરરોજ પ્રાતઃકાળે નિત્યકર્મ, યોગ, પાઠ, વિગેરે કરવું જોઇએ.

આ ઉપર લખેલા સોળ નિયમો પાળે તેજ શ્રી શુકદેવજીનો ભક્ત છે; અને તેણે દરરોજ આ પુસ્તક ગુરૂ પ્રસાદ છે, એમ જાણી થોડો થોડો પાઠ કરવો.

# શુક સિધ્ધાંત પ્રકાશ





श्री शुकं सुखदातारं त्रातारं भवसागरात् ।
सत्यप्रकाश कर्तारं शब्दरूपं नमाम्यहम् ॥१॥
स्वेष्टदेवं गुरुं नत्वा जिज्ञासूनां हितायच ॥
शुक सिद्धांतः ग्रंथोऽयं यथामति विरच्यते ॥२॥

( અર્થ ) સુખશાંતીને આપનાર ભવસાગરથી રક્ષણ કરનાર તથા સત્યપ્રકાશ કરનાર શબ્દ રૂપ શ્રી શુકદેવજીને નમસ્કાર કરૂં છું. ૧

પોતાના ઇષ્ટદેવ ગુરૂશ્રી શુકદેવજીને નમસ્કાર કરીને જીજ્ઞાસુઓના હિતને માટે આ "**શુકસિદ્ધાંત પ્રકાશ**" ગ્રંથ યથાબુદ્ધિ રચાય છે. ૨

એક પ્રવાસી સત્યસોધક જીજ્ઞાસુ હરિજન પોતાનાજ કલ્યાણને માટે દેશવિદેશ ફરતાં ઘણાંજ સંત મહાત્માઓની સેવા બજાવી તેમને પ્રસન્ન કરી છેવટ એ પ્રશ્ન પુછતો કે હે કૃપાસાગર! આ સંસાર-સિંધુમાં ડુબકાં ખાતો ખાતો મોહ રૂપી જલમાં, લોભની લેહેરમાં તણાતો માયા વમળમાં ડુબતો હું આપને ભવસાગર પાર થવા શરણુ થયો છું.

માટે દયા કરી દાસને દુઃખ દરિયામાં કાળ વ્યાળ ( સર્પ ) ના મુખથી છોડાવશો.

આવાં સ્નેહયુક્ત વચન સાંભળી દયાળુ સંતો તેને પોતાના અનુભવ પ્રમાણે અનેક યુક્તિ પ્રયુક્તિવાળાં કલ્યાણનાં સાધનો બતાવતા અને કહેતા કે તું તીર્થ યાત્રા કર. કોઈ કહે યજ્ઞ કર. કોઇ કહે શંકરની ઉપાસના કર. કોઈ કહે વિષ્ણુની ઉપાસના કર. કોઈ કહે ગણપતિની કોઇ કહે સૂર્યની અને કોઇ કહે માતાની એમ જુદી જુદી રીતે જેને જેવો અનુભવ તે રીતે એ જીજ્ઞાસુ સત્યશોધકને કહેતા પણ બિચારો સત્યશોધક જીજ્ઞાસુ તો એઓના જુદા જુદા વિચારોના સાધનથી ઉલટો વધારે ભ્રમિત થઇને સંશયમાં પડયો અને એકાંતમાં બેસી ઘણીજ એકાગ્રતાથી સર્વ વ્યાપક પ્રભુનું ધ્યાન કરી રૂદન કરતાં દયાળુ પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યો કે હે દીનબંધુ! હે દીનાનાથ **પતિતપાવન! અધમઉદ્ધારણ! પ્રભો!** આપનો **સર્વવ્યાપક, સર્વનિયંતા, સર્વાંતર્યામી,** સર્વના પ્રકાશક શાસ્ત્રમાં લખાયા છો. એવું વારંવાર સંતોના મુખથી તથા ગ્રંથોના અવલોકનથી દિન દીસેં જાણ્યા છે.

તો હે દયાળુ પ્રભુ! મારા શા અપરાધથી હું નિર્ભાગ્યને દર્શન આપતા નથી! કદાચ હું અત્યંત અપરાધી હોઉં તો આપે ઘણાજ અપરાધી જીવો, અજામેલ, ગજ, ગુણીકા, પારધી વિગેરે તાર્યા છે. માટેજ આપનું નામ પતિતપાવન અધમ ઉદ્ધારણ પડયું છે. તો હું રંક દાસ ઉપર રેહેમ નહિ કરતાં કઠણ હૃદય કેમ થયા છો.?

હે પ્રભો! હવે મારૂં ધૈર્ય છુટી ગયું. અને કામ ક્રોધ લોભ મોહ શત્રુઓ અત્યંત સતાવવા લાગ્યા. આપ જો સામું નહિ જોશો તો આ દુ:ખ દરિયામાં દાસનો કોઇ બેલી નથી માટે શત્રુઓના પંજામાં

ફ્સાઇ લક્ષચોર્યાશીના ફેરામાં આવવું તેના કરતાં હું મારા પ્રાણ આપનેજ અર્પણ કરી કૃતાર્થ થઇશ.

આવો નિશ્ચય કરી અન્ન જળ નિદ્રા ત્યાગ કરી એકદમ પેલો સત્યશોધક જીજ્ઞાસુ હરિજન નિર્જન સ્થાનમાં એકલોજ નેત્ર મીંચી બેસી રહ્યા એટલામાં તેને મૂર્છા આવી ગઇ શરીરની શુદ્ધિ રહી નહિ એટલે એક બાળ યોગી જેઓ નીર્દ્વંદ્વ જેમની પાસે કાંઈ પણ વસ્ત્ર પાત્ર નહિ તેમજ મસ્તક ઉપર છુટા કેશો શોભી રહેલા, જાણે બાળ સૂર્ય, રાત્રિના અંધકારને મટાડી, ઘુવડોને આંખ મિચાવી કમળોને પ્રફુલ્લીત કરતો, તથા સર્વ મનોરથ પુર્ણ કરતો, દીનકર જેમ પ્રગટ થાય તેવી રીતે આ યોગીરાજ પણ અજ્ઞાન રૂપી અંધકારને મટાડતા ભેદવાદીઓના નેત્રોને બંધ કરાવતા સત્ય શોધકોના મન રૂપી કમળો પ્રફુલ્લીત કરતા જીજ્ઞાસુ શરણાંગત સેવકોના મનોરથ પુર્ણ કરતા પ્રકટ થયા.

તેને જોઈ એકદમ આશ્ચર્યથી દર્શન કરી ચકીત થઇ ગયો. સત્યશોધક જીજ્ઞાસુને ગભરાયલો જોઈ દયાળુ પ્રભુ શાંતિ આપતા મંદ હાસ્ય કરી મધુર વચનથી બોલ્યા.

હે વત્સ ! તું ચિન્તા કરીશ નહિ. તારી દૃઢપ્રતિજ્ઞા તથા સત્યવ્રત્તથી પ્રસન્ન થઈ હું તને દર્શન આપવાજ આવ્યો છું. તારા મનની શંકાઓ મટાડનાર કાલે તને એક મહાત્મા મારા જેવી આકૃતિવાળા મળશે. તેની આગળ તારી સઘળી શંકાઓ નિવેદન કરજે એટલે તે તારા મનનું સમાધાન કરશે.

એમ કહી તે અનુગ્રહ કરવા આવેલા ભગવાન અંતર્ધ્યાન થઈ ગયા.

પેલો સત્યશોધક જીજ્ઞાસુ તો બિચારો ઘણીજ શોકાતુર વૃત્તિથી નિ:સત્વ જેવો અચેત થઇને પડયો.

થોડીવારે શુદ્ધિ આવી અને દયાળુ પ્રભુએ કહેલાં વચનો ધ્યાનમાં રાખી પ્રાતઃકાળમાં પોતાના નિત્યનિયમથી પરવારી મહાત્માની ખોળ (શોધ) માં નિકળ્યો. ફરતાં ફરતાં એક સુંદર અશ્વત્થ વૃક્ષ નિચે બેઠેલા એક મહાત્મા સત્ય પ્રકાશક શબ્દ ગુરૂ **શ્રી શુકદેવજીનું** સ્મરણ કરતાં તેણે બેઠેલા જોયા.

જેઓની આકૃતિ ઘણીજ શાંત, અવસ્થા કિશોર તથા રમ્ય કાંતિવાન હતી. જેઓ સિદ્ધાસનવાળી કાંઇ જાપ કરતા હોય એમ દેખાતા હતા. જેઓની દૃષ્ટિ નાસિકાગ્ર તથા કાંઇક મિલિત નેત્ર જેવી હતી. બેઉ હસ્તકમળ પોતાના સાથળો ઉપર રાખેલા હતા, તથા જેમની મુખમુદ્રા પ્રસન્નતાયુક્ત ભક્તોના અનુગ્રહ કરતી જણાતી હતી. માથા ઉપર કાળા વાંકા કેશો છુટા ઉડતા હતા તથા લલાટે ભસ્મ ધારણ કરેલી હતી અને જેઓએ વસ્ત્રમાં એક કોપીન માત્ર ધારણ કરેલું હતું એ શિવાય જેમની પાસે કાંઇ પણ વસ્ત્ર કે પાત્ર જોવામાં આવતું નહિ હતું. તે ઉપરથી ખરેખર જીજ્ઞાસુઓના મનમાં ત્યાગ વૃત્તિની અસર ઉત્પન્ન કરનાર વૈરાગ્ય ઉત્પન્ન થતો હતો

આવા મહાત્મા પુરૂષનાં પુણ્યદર્શન કરી પેલો સત્ય-શોધક જીજ્ઞાસુ તેમની પાસે આવ્યો અને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરીને બેઠો ત્યારે મહાત્માએ પોતાના હસ્ત કમળથી તેનો આદર સત્કાર કર્યો અને પોતાના ધ્યાનમાં ભાગવતના શ્લોકોનું રટણ કરતાં કરતાં તે મહાત્માના મુખથી એવું વાક્ય પેલા જીજ્ઞાસુના સાંભળવામાં આવ્યું કે.

## શ્લોક.

**योगींद्रायनमस्तस्मै शुकाय ब्रह्मरूपिणे ॥**
**संसारसर्पदंष्ट्रंयो विष्णुरातममूमुचत् १ ॥**

(અર્થ) સર્વે યોગીઓમાં શ્રેષ્ટ બ્રહ્મરૂપ **શ્રી શુકદેવજીને** નમસ્કાર, જેમણે સંસાર સર્પથી કરડાયલા પરિક્ષિત રાજાને મુક્ત કર્યા "ભા. અ. ૧૩ શ્લો. ૨૧"

આવાં વચન સાંભળી સત્ય શોધક જીજ્ઞાસુ વિનંતી કરીને કહે છે કે હે ગુરો ! મારી ઉપર આપ ગુસ્સે નહિ થાઓ તો હું મંદ બુદ્ધિ આપની આગળ કાંઈ શંકા નિવેદન કરવા ઇચ્છું છું.

સત્શોધકના આવા વિનયયુક્ત વચન સાંભળી મહાત્મા ઘણીજ પ્રસન્નતા બતાવી મધુરવચનથી બોલ્યા.

હે વત્સ ! તારે જે શંકા હોય તે સર્વે નિર્ભયતાથી કહે હું તેનો યથાયોગ્ય શાસ્ત્ર પ્રમાણે ઉત્તર આપીશ.

સત્શોધક—હે ગુરો ! શ્રી **શુકદેવજીનું** તમે સ્મરણ કરો છો તેનું શું કારણ ? અને શુકદેવજી કોણ ? તથા આજ દીન સુધી એનો પ્રચાર કેમ જણાયો નહિ.

**મહાત્મા**—હે વત્સ ! પ્રથમ સામાન્ય રીતે જ્ઞાન થયા પછી હરેક વસ્તુનું વિશેષ જ્ઞાન થાય છે માટે પ્રથમ તો સામાન્ય રીતે શુકદેવજીને ઓળખવા માટે કહું તે શ્રદ્ધા સહિત સાંભળ.

જેઓએ શ્રીમદ્‌ભાગવત શાસ્ત્ર આ કળીકાળને વિષે પ્રકાશ કરી ગંગા કિનારે સર્વ રૂષિ મુનિની સભામાં પરિક્ષિત રાજાને શ્રવણ કરાવ્યું.

श्लोक.

काल व्याल मुखग्रास त्रासनिर्नाश हेतवे ॥
श्रीमद्भागवतं शास्त्रं कलौ कीरेण भाषितं ॥
एतस्मादपरं किंचिन्मनः शुध्यै नविद्यते ॥
जन्मांतरे भवेत्पुण्यं तदा भागवतं लभेत ॥

કાળ રૂપી સર્પના મુખથી ભય પામતા મુમુક્ષુઓને મુકત થવા માટે શ્રીમદ્ભાગવત શાસ્ત્ર કળીયુગને વિષે શ્રી શુકદેવજીએ પ્રકાશ કર્યુ છે.

એ ભાગવત શાસ્ત્રવિના મનને શુદ્ધિ કરનાર કાંઇ પણ બીજુ સાધન નથી.

શંકા—ત્યારે કેમ સર્વે લોકો શ્રીમદ્ભાગવતનેજ ગ્રહણ કરતા નથી.

સમાધાન—જ્યારે અનેક જન્મનું પુણ્ય હોય ત્યારે ભાગવત પ્રાપ્ત થાય છે. અનેક જન્મના પુણ્યના પ્રભાવથીજ શ્રીમદ્ભાગવતનુ રહસ્ય માલમ પડે છે એમ માત્ર શબ્દથીજ માનવાનું નથી પણ અનુભવથી પણ સિદ્ધ થાય છે કે શ્રીમદ્ભાગવતમાં શ્રુતિ સ્મૃતિના સિદ્ધાંતો કેવાં સમાયલાં છે જેનું વર્ણન કરવુ તે સૂર્યનારાયણને સાધવા દીપક પ્રકાશવા જેવું અને સોનાને રસવા જેવું છે.

એ ઉપરથી પણ એમજ સિદ્ધ થાય છે કે શ્રીમદ્ભાગવત શાસ્ત્ર કેવળ તત્વ સિધ્ધાંત છે.

હવે શંકા થશે કે બીજા ગ્રંથો કરતાં એમાં એટલું બધું રહસ્ય કેમ સમાયલું છે ? તો તેનું સમાધાન એજ કે જે ગ્રંથ કર્ત્તાનો જે

સિધ્ધાંત હોય તેજ સિદ્ધાંત તેમના વ્યાખ્યાન યા ગ્રંથમાં આવે તે નિર્વિવાદ છે.

માટે શ્રી શુકદેવ એ પોતે નિર્દ્વંદ્વ નિસ્પક્ષપાત તથા સત્ય પ્રકાશક જીવન્મુક્ત સચ્ચિદાનંદ સ્વરૂપ શુદ્ધાદ્વૈત સિદ્ધાંત પ્રતિપાદક જ્ઞાનભક્તિ વૈરાગ્યના સિંધુ હતા માટેજ તેમનુ શાસ્ત્ર પણ એ સર્વ શ્રેષ્ટ ગુણયુક્ત જગત જાહેર સામ્રાજ્યપણે શોભે છે તે સર્વ વિદ્વજ્જન મુક્ત મુમુક્ષુ, વિષયી, પામર, મનુષ્યોને સ્વમતિ અનુસાર માન્ય છે.

માટે હે વત્સ ? જો તુ ભાગવત સિદ્ધાંત ને માનતોજ હોય તો ભાગવતાચાર્ય **શ્રી શુકદેવજીને** પણ માનવા જોઇએ કારણ સંપ્રાદ કરનાર બ્રહ્મગુનું વરણ પણ શ્રી **શુકદેવરૂ**પેજ છે, કહ્યું છે કે,

**श्लोक.**

**शुकरुपप्रबोधज्ञ सर्व शास्त्र विशारद ॥**
**एतत्कथा प्रकाशेन मदज्ञान विनाशय ॥**

( અર્થ ) હે શુકરૂપ, જ્ઞાન વિજ્ઞાનને જાણનાર ' સર્વ શાસ્ત્રમાં નિપુણ, આ કથાના પ્રકાશથી મારૂ અજ્ઞાન નાશ કરો.

જો શુકદેવનુ શાસ્ત્ર પઠન કરનારને પણ શુક રૂપે માનવા, તો પુજ્યપાદ શ્રી **શુકદેવજી** પોતે તો જગત પુજ્યજ છે એમાં શી શંકા હોય ?

મહાત્મા—હે વત્સ ! આવા ઘોર કળીકાળમાં તરવાનો ઉપાય પરમાત્માની કિર્તન ભક્તિ વિના બીજો છેજ નહિ, તો કિર્તન ભક્તિના મુખ્યાચાર્ય ગુરૂ **શ્રી શુકદેવજીજ** છે.

श्लोक.

श्री विष्णोः श्रवणे परिक्षिद् मुद्वैयासकः कीर्तने ।
प्रल्हादस्मरणे तदंघ्रि भजने लक्ष्मि पृथु पूजने ॥
अक्रुरस्त्वभिवंदने कपिपतिदास्येचसख्येऽर्जुन ।
सर्वस्वात्मनिवेदने बलिरभूत् कैवल्यमेतेचितुः ॥ १ ॥

(અર્થ) શ્રી વિષ્ણુની શ્રવણુ ભકિત પરીક્ષિત રાજાએ કરી. ૨ કિર્તન ભકિત શુકદેવજીએ કરી. ૩ સ્મરણુ ભકિત પ્રલ્હાદજીએ કરી, ૪ ચરણુ પૂજા લક્ષ્મિજીએ કરી, ૫ અર્ચન ભકિત પૃથુરાજાએ કરી, ૬ અક્રુરજીએ વંદન ભકિત કરી, ૭ હનુમાને દાસ્ય ભકિત કરી, ૮ અર્જૂને સખા ભકિત કરી, ૯ ને બલિરાજાએ આત્મ નિવેદન ભકિત કરી આ પ્રમાણે નવધા ભકિતના અગ્રણીઓ (મુખ્ય) અધિકારીઓ ગણાવ્યા.

શંકા—નવધા ભકિતમાં મુખ્ય કિર્તન ભકિતજ શ્રેષ્ટ ગણી તેનું શું કારણુ ?

સમાધાન

श्लोक

कृतेयध्यायतोविष्णु त्रेतायांयजतो मखैः ॥
द्वापरे परिचर्यायां कलौतद्धरिकिर्तनात् ॥ १२ ॥

ભાગવત હ્‌ા. અ. ૩ શ્લોક ૫૨.

(અર્થ) સત્યુગમાં વિષ્ણુનું ધ્યાન કરવાથી જે ફલ પ્રાપ્ત થાય, ત્રેતાયુગને વિષે યજ્ઞ કરવાથી, દ્વાપરમાં પૂજન કરવાથી જે ફલ પ્રાપ્ત થાય, ને કલિયુગમાં કિર્તન ભકિતથી ફળ થાય છે.

વળી કિર્તન ભકિતમાં ગૌણ રીતે શ્રવણ, દાસ્ય, પૂજન, અર્ચન, સખ્ય, આત્મનિવેદન વંદન વિગેરે ભકિત આવી જાય છે અને કળિયુગમાં કિર્તન ભકિત વિશેષ કરીને કહી છે.

હવે કિર્તન ભકિતના મુખ્ય આચાર્ય **શ્રી શુકદેવજી** છે.

જે જ્ઞાન જેના મુખ્ય આચાર્ય પાસે મળે તેવું અન્ય રીતે સિદ્ધ થતું (મળતું) નથી એ નિર્વિવાદ છે.

આજકાલ ઘણાજ પ્રેમી ભકતો **કિર્તન ભકિત** કરે છે. અને કરાવે છે. જેથી ઉત્તમ સિદ્ધિને પામ્યા પણ પ્રકાશ રીતે શ્રી શુકદેવજીનું સ્મરણ કિર્તન પ્રકટ નહિ કર્યું, તેનું કારણ તો તેઓ જાણે! (માત્ર પોતાનું નામજ પ્રખ્યાત થવા.)

શુકદેવજીનું સ્મરણ કરવાનું બીજું પણ મુખ્ય કારણ છે કે આ સંસારમાં સર્વે પ્રાણીઓ ઘણે ભાગે વિષયાસકત હોય છે તો જ્યાં સુધી વિષયોના આવરણો દુર થાય નહિ ત્યાં સુધી પ્રભુ ભકિતની તો આશાજ શી કરવી. ?

## શ્લોક

**विषयाविष्टचित्तानां विष्णवावेशोविदुरतः**
**वारुणीदिग्गतं वस्तु व्रजनैंद्रीकिमाप्नुयात्॥**

(અર્થ) વિષય વાસનાથી યુકત ચિત્તમાં વિષ્ણુનો આવેશ થવો જેમ પશ્ચિમ દિશામાં વસ્તુ હોય તે પુર્વ દિશામાં જવા વાળાને તેનો લાભ થવો દુર્લભ (અશકય) છે, તેમ વિષય ચિત્તમાં પણ ભગવદ્દાવેશ દુષ્પ્રાપ્ય છે.

તો વિષય વાસના દુર થવા માટે મુકત પુરૂષોનાં ચરિત્ર સાંભળવા તેનુ સ્મરણુ કિર્તન ઉપાસના કરવી, એજ મુખ્ય કારણુ છે. તો હવે મુકત કોણુ ?

**श्लोक.**

**कृष्ण भोगी शुक त्यागी नृपौ जनक राघवौ**
**वशिष्ट कर्मकर्ता च पंचैते समदर्शिनः ॥**

(અર્થ) કૃષ્ણ ભોગી, શુકદેવજી ત્યાગી, રાજા જનક અને રામચંદ્ર તથા કર્મકર્તા વશિષ્ટ એ પાંચે, સમાન દ્રષ્ટિવાન જીવન મુકત છે.

વળી કહ્યું કે **ब्रह्मविद्ब्रह्मैवभवतीति श्रुतेः ॥**

(અર્થ) બ્રહ્મને જાણવાવાળો બ્રહ્મજ છે માટે ભગવાને ભગવદ્‌ગીતામાં કહ્યું કે **योयच्छ्रद्धः सएवसः** જે જેની ઉપર આસ્તા (શ્રદ્ધા) રાખે તે તેજ રૂપ થાય છે. અર્થાત્ ઉપાસ્યના સર્વે ગુણો ઉપાસકમાં આવે છે. એ શાસ્ત્ર તથા અનુભવ સિદ્ધ છે, તો શુકદેવજી ત્યાગી, તથા જીવનમુકત તથા કિર્તનભકિતના મુખ્ય અધિકારી છે માટે સર્વથા શુકદેવ ગુરૂજ ઉપાસ્ય છે.

સત્શોધક—હે મહારાજ ! શુકદેવજી જીવનમુકત તો ખરા પણ તેઓ આચાર્ય કેમ થઇ શકે ? કદાચ થાય તો વૈષ્ણવાચાર્ય થાય કે શૈવાચાર્ય થાય ?

મહાત્મા—શુકદેવજી જગદ્‌ગુરૂ શ્રી શંકરાચાર્ય પરંપરામાં પૂજ્યપાદ ગુરુ શ્રી શંકરાચાર્યથી ચોથી પેઢીએ છે પ્રમાણુ—

**श्लोक**

**नारायण पद्मभवं वशिष्ठं शक्तिं च तत्पुत्रपराशरं च ॥**
**व्यासं शुकं गौडपदं महन्तं गोविन्दयोगीन्द्रमथास्य शिष्यम् ॥१॥**

**श्रीशंकराचार्यमथास्य पद्म पादंच हस्तामलकं च शिष्यम् ॥**
**तं त्रोटकं वार्तिककारमन्यानमस्मद्गुरू न्सादरमानतोऽस्मिऽ॥२॥**

( અર્થ ) આદી ગુરુ ૧ નારાયણ, ૨ બ્રહ્મા ૩ વસિષ્ઠ ૪ શક્તિ ૫ પરાશર ૬ વ્યાસ ૭ શુકદેવજી ૮ ગૌડપાદ ૯ ગોવિંદ ૧૦ શંકરાચાર્ય તેના ચાર શિષ્યો ૧ પાદપદ્માચાર્ય ૨ હસ્તામલક ૩ તોટકાચાર્ય ૪ શુરેશ્વરાચાર્ય, આ જે જગતગુરૂઓ છે તેમને વારંવાર પ્રણામ કરૂં છુ.

આ પ્રણાલિકામાં પણ શંકરાચાર્યથી જેઓ ચોથી પેઢીએ લખાયા તેમજ વલ્લભાચાર્ય પ્રણાલિકામાં પણ જેઓ ચોથી પેઢીએ લખાયા તેનુ પ્રમાણ—

**श्लोक**

**आद्यौश्री पुरुषोत्तमं पुरहर श्रीनारदाख्यं मुनिं ।**
**कृष्ण व्यास गुरुं शुक तदनु विष्णु स्वामीनं द्राविडं ॥**
**तच्छिष्यं किलविल्वमंगलम हरं वंदेमहायोगिनं ।**
**श्रीमद्वल्लभ नाम धामचभजेऽस्मत्संप्रदायाधिकं ॥१॥**

( અર્થ ) આદી ગુરુનારાયણ તેના નારદ તેના શંકર તેના વ્યાસજી તેના શુકદેવજી તેના વિષ્ણુ સ્વામી તેના બિલ્વમંગળ તેના પૂજ્યપાદ મહાપ્રભુજી શ્રી વલ્લભાચાર્યજી.

આ પ્રમાણે પણ જેઓ ચોથી પેઢીએ લખાયા તેમાં પણ ભગવદ્ગિતાના પ્રમાણ પ્રમાણે.

**वासुदेवः सर्वमिति समहात्मा सुदुर्लभः ॥**

( અર્થ ) સર્વ વાસુદેવમય જગત છે, એવું જાણનાર મહાત્મા કહેવાય અને તે દુર્લભ છે તો મહાત્મા પણ શુકદેવજી છે પ્રમાણ

श्लोक.

**सनंदनं श्रीसनकं सनातनं सनत्कुमारंच सनत्सुजातं ।**
**श्री वामदेवंच शुकं प्रशान्तं नमामिभक्त्यानिज बोधरूपं ॥**

( અર્થ ) શ્રી શનક, સનાતન, સનંદન. સનત્કુમાર, સનત્સુજાત, શ્રી વામદેવ. અને શ્રી શુકદેવજી કેવળ આત્મ બોધરૂપ એઓને હું ભકિતથી વંદન કરૂં છું.

આવાં ઘણાં પ્રમાણોથી પણ સિદ્ધ થાય છે કે સર્વથા ગુરૂ શુકદેવજી ઉપાસ્ય છે.

સત્યશોધક—હે મહારાજ ! ત્યારે હાલ જેઓ પૂજ્યપાદ શ્રી શંકરાચાર્ય તથા પૂજ્યપાદ શ્રી ગોસ્વામિ વંશાવતંસ મહારાજો છે તેમની ઉપાસના છોડી શ્રી શુકદેવ, "થઈ ગએલા" તેમની ઉપાસના શા માટે કરવી.

મહાત્મા—હે વત્સ ! બરાબર છે, શૈવિદિક્ષા યા વૈષ્ણવિદિક્ષા તે જરૂર એજ આચાર્યો પાસે લેવી. પણ અભેદ જ્ઞાન તો અભેદ માર્ગ પ્રવાસી શુકદેવથીજ થાય છે.

તેમજ તારૂં જે એમ માનવું છે કે શુકદેવજી થઇ ગયા એ ઘણુંજ ભૂલભરેલું છે. કારણ કે સામાન્ય રીતે બ્રહ્મવેત્તાનો નાશ નથી તો એમનો નાશ કેમ સંભવે !

વિશેષ રીતે પણ 'શુકદેવજી હાલ પ્રત્યક્ષ છે. તેનું પ્રમાણ શ્રી ભારત શાંતિ પર્વ મોક્ષ ધર્મમાં જે વખત શ્રી શુકદેવજી વનમાં ગયા તે વખતે શ્રી વેદ વ્યાસજી પાછળ દોડયા હતા.

ત્યારે વૃક્ષોને શુકદેવજીએ આજ્ઞા કરી હતી. કે હમારા પિતા આવે તેને તમારે ઉત્તર આપવો. માટે સર્વે જડ પદાર્થોએ વેદ વ્યાસને ઉત્તર

આપ્યો. તે દિવસથી સર્વમાં પ્રતિધ્વનિરૂપ (પડઘા) યા ઘોર રૂપ સર્વમાં શુકદેવજીએ પ્રવેશ કરેલો છે માટે જે શબ્દ તે શુકદેવજીનું સ્વરૂપ એમ સિદ્ધ થાય છે એ વિશે પ્રમાણોનો તો કંઇ પારજ નથી.

"तं सर्व भूतहृदयं मुनिमानतोऽस्मि ॥"

"तं व्यास सुनूमुपयामि गुरुं मुनिनाम् ॥"

ઇત્યાદી પ્રમાણોવડે કરી હે વત્સ શબ્દ ગુરૂશ્રી શુકદેવનું શરણુંજ આ ભવસાગરથી મુક્ત કરનાર છે.

સત્યશોધક—હે મહારાજ હવે મારૂં મન બરોબર રીતે સંતુષ્ટ થયું માટે મારા ગુરૂ આપ પોતે થાઓ. અને મને દિક્ષા આપો.

મહાત્મા—હે વત્સ ! શુકદેવજીનું રહસ્ય તારા મનમાં બરોબર ઠસ્યું. એજ તારી સેવા ઉપાસના વિગેરેનું ફળ છે.

હવે હે શિષ્ય, અહીંઆ કંઠી તથા તિલક ફેરવવાનું નથી તેમજ કાંઇ દિક્ષા પણ ફેરવવાની નથી તારા "વંશાવતંસ" જે દિક્ષા હોય તેજ શ્રદ્ધા રાખી સેવન કરવી. પણ સાધન સંપન્ન અને ભકત થવાને માટે સાધનમાળાનું તથા શુકાષ્ટકનુ સારી રીતે મનન કરી આ પાંચ તત્વનો જે પરમગુપ્ત મંત્ર છે તેનો નિરંતર જાપ, તથા બતાવેલા તત્વ પ્રમાણે સર્વને વિષે ગુરૂ ગોવિંદને નિરખવા, તથા વૈરાગ રાખી નિરંતર સંત સમાગમ કરવો. તેથી થોડાજ વખતમાં સર્વવ્યાપક પ્રભુનું જ્ઞાન થશે.

આવાં બોધવચન સાંભળી સત્યશોધક જીજ્ઞાસુ હરિજન ઘણોજ પ્રસન્ન થઈ સાષ્ટાંગ દંડવત્ત પ્રણામ કરી કહેવા લાગ્યો.

હે ગુરો ! આ સંસાર સાગરથી દિન દાસને ક્ષણમાં પાર કર્યો અહો ! એનો બદલો હું રંક શું વાળું. આ સર્વત્ર જે છે ત્યાં પોતેજ

બિરાજી રહ્યા છો આપના વિના કાંઈ પણ વસ્તુ નથી; તેમજ જગ્યા ખાલી નથી તો આપને હું શું બદલો આપું. એમ કહી ગદગદ કંઠ થઇ ઘણુાજ મોટા શબ્દથી રડી પડયો. જેતે શરિરની પણ કાંઇ શુદ્ધ શાન રહી નહિ તેનો આવો અવર્ણનિય પ્રેમ જોઇ મહાત્મા ગુરૂ ગદગદ કંઠે થઇ તેને ઘણુાજ પ્રેમથી પોતાના હૃદય સાથે ચાંપી કહે છે, હે પુત્ર! શાબાશ! શાબાશ! શાબાશ! ધન્ય છે તારા પ્રેમને તેં બરોબર પોતાના જન્મનું સાર્થક કર્યું તથા તેં સંપૂર્ણ ગુરૂ દક્ષણા આપી તારા જેવા પરમ જીજ્ઞાસુ પણ આ પૃથ્વિ ઉપર મળવા મુસ્કેલ છે.

હે પુત્ર! તારાં સાધન ભક્તિ વૈરાગ્ય, વિવેક, ષટ્સંપત્તિ અને મુમુક્ષુતા એથીજ તને તરત બોધ સફળ થયો!

તારા જેવા શિષ્યને પણ હું ગુરૂ તુલ્ય માનું છું કે આવા તત્વનો ઉપદેશ તારા જેવા પવિત્ર સાધન સંપન્ન શિષ્યનેજ કરવો. અને સર્વ-નિયંતા પ્રભુની પ્રાર્થના કરૂં છું કે હે પ્રભો જ્યાં ત્યાં હિન અધિકારી-ઓને બોધ કરતાં મારી વાણીને તું અટકાવ!

જેથી ભયંકર વાદવાદાર્થના બોજામાંથી બચી સુખરૂપ તારૂંજ સ્મરણુ કરી દિવસ નિર્ગમન કરૂં! **हरिः ॐ शांतिः शांतिः शांतिः** એમ કહી બેઉ ગુરૂ શિષ્ય એક રૂપ શુક ગુરૂના ઉપાસક થઇ યથાપારબ્ધ વિચરવા લાગ્યા.

પ્રિય વાંચક! આ લેખ કોઇના ઉપર આક્ષેપ તરિકે લખ્યો નથી. તેમજ આ ગ્રંથમાં કાંઈ ખંડન મંડન નથી માત્ર મારાજ પોતાના મનને બોધ કરવા નિમીત્ત લખ્યો છે. કારણુ કે હમારી ઉપાસના સર્વ વ્યાપકની છે એટલે સર્વત્ર ગુરૂ બિરાજે છે માટે હમારાથી કોઇની

નિંદા થાય નહિ. તેમજ કોઇ હમને પણ નિંદતું નથી કેમકે હમારા ડગમગતાં મનને નિશ્ચય કરનાર શબ્દ ગુરૂ શુકદેવજ સત્રમાં રહી બોલે છે માટે કદાચ શુદ્ધાશુદ્ધ કે દોષ યુક્ત લખાણુ હોય તો, જ્ઞાતા પુરૂષોએ ભુલ ક્ષમા કરવી.

પ્રિય બંધુઓ ! આ યાચના કંઈ પ્રયોજન માટે નથી પણ હમારી સર્વવ્યાપક ઉપાસના સિદ્ધ થવા માટેજ છે કારણુ કે શ્રી શંકરાચાર્ય પ્રભુએ કહ્યું છે કે,

**શ્લોક.**

**निंदास्तोत्रे मानामाने समदृष्टेस्ते किंकुर्त्तां**
**कुर्त्तांल्लोकः कामं स्वेष्टंकातेह्यानिर्भवशिष्टः ॥**

હે મન ! નિંદાસ્તોત્ર માન અપમાનવડે તારે શું ? જેનું જે કર્તવ્ય હોય તે સુખથી કરો અને તું શ્રી શુક ગુરૂ સ્વરૂપમાં મગ્ન રહે !

આવા ઘણાજ કારણોથી મારી કલમ બંધ કરૂં છું.

**દોહરો.**

શુક સિદ્ધાંત પ્રકાશ આ, ગ્રંથ ભક્તોને કાજ,
રચી અર્પું ગુરૂદેવને; સિદ્ધ થયાં સહુ કાજ. ॥ ૧ ॥
સબ જગ ગુરૂ જાણી કરી, વંદુ વારંવાર,
કૃપા કરો કરૂણાનિધી, સબઘટ બોલણહાર, ॥ ૨ ॥
જ્ઞાનિના ઘટમાં વસો રહો ભક્તની પાસ.
દીન સેવક દર્શન તણી; કરે નિરંતર આશ, ॥ ૩ ॥
શ્રી ગુરૂદેવ દયા થકી, કાર્ય થયાં સહુ સિદ્ધ.
સબઘટ વ્યાપક શ્રી હરિ, દીઠા જગત પ્રસિદ્ધ. ॥ ૪ ॥



ૐ

!! શ્રી શુકદેવો વિજયતે !!

# શ્રીમદ્ ભાગવત મહાત્મ

---

**રાગ. (હરિ ભજન થકી છોટા હોય તે સૌથી મોટા થાય)**

આ કલિજુગમાં (૨) કલ્પ વૃક્ષ એક ભાગવતજીને જાણો,
એ છે બ્રહ્મસ્વરૂપ, (૨) શાસ્ત્ર ગુરૂની સાને નિશ્ચય આણો;
એ આપ નારાયણ નાભિ થકી (૨) પ્રગટ્યું તે કહે છે શાસ્ત્ર થકી,
જેની ઉપમા આ જગમાંહી નથી. આ કલિજુગમાં. (૧)
પ્રભુએ બ્રહ્માજીને ભાંત્ર કહ્યું, (૨) બ્રહ્માથી નારદજીએ લહ્યું,
જેણે બ્રહ્મ રૂપ જાણી હૃદય ધર્યું, આ કલિજુગમાં. (૨)
વેદ વ્યાસે વેદ વિભાગ કર્યા, (૨) ષટ્ શાસ્ત્ર પુરાણના ભેદ રચ્યા,
જેમાં રાત્રિ દિવસ અધિકારી મચ્યા, આ કળીજુગ. (૩)
જેમાં કર્મધર્મ નર નારીના, (૨) સંન્યાસીને બ્રહ્મચારીના,
વર્ણન કીધા સંસારીના, આ કલીજુગમાં (૪)
પણ શાન્તિ મનમાં નહીં આવી, (૨) ત્યારે બેઠા છે આસનવાળી,
આવ્યા નારદ ત્યાં વીણા ધારી. આ કલીજુગમાં. (૫)
તેણે વેદવ્યાસપર વ્હાલ કરી, (૨) કહ્યું શિષ્ય જાણીને સ્નેહ ધરી,
જેણે ક્ષણમાં ભ્રાન્તિ દૂર કરી. આ કલીજુગમાં, (૬)
એના અધિકારી કોઈ નહીં જગમાં, (૨) એમ આવ્યુ વ્યાસતણા મનમાં,
ત્યારે તપ કર્યું [illegible]માં. આ કલિજુગમાં. (૭)
સો વર્ષ થયાં પુ[illegible] (૨) થયા પ્રસન્ન શ્રી શંકર ત્યારે,
વર આપી વેદના નિવારે, આ કલીજુગમાં (૮)

શ્રી હરિ શુક રૂપે પ્રગટ થયા (૨) વેદવ્યાસતણા દુઃખ દૂર ગયા,
આપી બ્રહ્મ વિદ્યા આનંદ થયા, આ કલીજુગમાં (૯)

જેમાં જ્ઞાન ભકિત વૈરાગ્ય બહુ, (૨) કર્યું વર્ણન મુખથી હું શું કહું,
શ્રી મહા પ્રભુજીએ મનન કર્યું, આ કલીજુગમાં (૧૦)

શ્રી પુરાણ પુરૂષોત્તમ પોતે, (૨) બીરાજે છે જગમગ જ્યોતે,
પડે નજરે દુરમતિને ખોતે. આ કલીજુગમાં. (૧૧)

શુકદેવ સચ્ચિદાનંદ પ્રભુ, (૨) જેણે શ્રીમદ્ ભાગવત રૂપ ધર્યું.
એવું અંતરમાં અનુભવીએ લહ્યુ. આ કલીજુગમાં. (૧૨)

શ્રી શુકદેવજી મહારાજકી જય, સત્ય નારાયણ દેવકી જય
નર્મદે માતકી જય.



શ્રીશુક દેવાયનમઃ ॥ શ્રીસત્યનારાયણાયનમઃ ॥

# શ્રીમદ્ ભાગવત સારઃ—

---

## પ્રથમ સ્કન્ધ પ્રારંભઃ—

### ( દોહરા. )

શ્રીશુકદેવ દયાળુ તે, ભાગવત રૂપ કહેવાય;
એવું જાણી દાસનું, ગાવા મન હરખાય. ૧
કવિતા કરવાની ગુરૂ, શકિત નથી મુજ માંય;
તોપણ શ્રીશુકદેવજી, ઉમંગ મનમાં થાય. ૨
માટે સહાય્ય કરી ગુરૂ, અર્પો વાણી સાર;
જે થકી ભાગવત સાર હું, લખવા કરૂં વિચાર. ૩
ઉપોદ્ઘાત રૂપે કહે, પ્રથમ સ્કન્ધ ભગવાન;
ઓગણીસ અધ્યાયથી કરી, અધિકારીને સાન. ૪
કલી યુગ આવ્યો જાણીને, તે તરવા ઉપાય;
ઋષિઓ પૂછે સૂતને, લાગી ચરણે પાય. ૫
સૂત કહે ઋષિઓ સુણો, ભવતરવાને કાજ;
કથા શ્રવણ કીર્તન કરો, એક ચિત્તથી આજ. ૬
ચોવીસ અવતારો ધર્યા, હરિએ હરિજન કાજ;
ચરિત્ર ગાવા સાંભળવા, એ ભવતરવા જહાજ. ૭
વેદ પુરાણો ભારત, રચીને વેદ વ્યાસ;
સરસ્વતીના તીર પર, બેઠા થઈ ઉદાસ. ૮
ત્યારે નારદજી કહે, ભવ તરવા ઉપાય;
[illegible] કીર્તન [illegible], [illegible] અભિરામ. ૯

ચિત્ત શાન્ત પ્રભુ ભજનથી, થશે માનજો સત્ય;
પ્રભુ ભજન વિણુ અન્ય સહુ, જાણો તમે અસત્ય. ૧૦
દાસી પુત્ર હું નારદ, પામીને સત્‌સંગ;
હરિ કીર્તનને સ્મરણથી, થયો પ્રભુનું અંગ. ૧૧
અશ્વત્થામા અસ્ત્રથી, રક્ષણ કરવાકાજ;
ચક્ર લઇ ચોકી ફર્યા, પોતે ગરીબ નિવાજ. ૧૨
દર્શન દેવા ભિષ્મને, ટાળવા પાંડવ શોક;
પોતે કૃષ્ણ કૃપા કરી, આવ્યા સંધી યોગ. ૧૩
જ્ઞાન ભકિત વૈરાગ્યને, રાજ્ય નિતીની રીત;
ભિષ્મ પાસે સંભળાવીને, પાંડવની કરી જીત. ૧૪
રાજ્ય બેસાડી ધર્મને, પ્રભુ દ્વારિકા જાય,
દર્શન કરતાં કૃષ્ણનાં, હરિજન અતિ હરખાય. ૧૫
પરિક્ષિત જન્મ થયો સુણી, પાંડવ અતિ હરખાય,
જન્મ પત્રિકા સાંભળી, દાન અપાર અપાય. ૧૬
ગાંધારી ધૃતરાષ્ટ્રને, વિદુર કરે ઉપદેશ;
શ્રવણ કરી વૈરાગ્યથી, ચાલ્યા ઉત્તર દેશ. ૧૭
"અર્જુન આવ્યા કેમ નહીં, કહે ભીમને ધર્મ;
અપશુકન બહુ થાય છે, શું છે એનો મર્મ ?" ૧૮
અર્જુન ત્યાં આવી રહ્યા, જ્યાં છે પાંડવ રાય;
રડતાં પડતાં અર્જુને, કહ્યા કૃષ્ણ મહિમાય. ૧૯
સુણતાં પાંચે પાંડવો, કુન્તા, દ્રૌપદી સાથ;
ત્યાગ કરીને ચાલીઆ, સ્મરણ કરી શ્રીનાથ. ૨૦
પરિક્ષિત રાજ્ય વિષે સુણે, ધર્મ પૃથ્વિ સંવાદ;
કલિના દોષ થકી થયો, દયા ધર્મનો નાશ. ૨૧

કલિને હણુવા શસ્ત્રથી, જેવા પરિક્ષિત જાય;
સ્તુતિ કરી શરણે પડી, નમ્યો રાયને પાય. ૨૨
ચોરી જારી જુગટું, દમ્ભ કપટ અજ્ઞાન;
સ્થાન આપી કળીયુગને, આવ્યા પછી સ્વસ્થાન. ૨૩
શિકાર કરવાને ગયા, પોતે પરિક્ષિત રાય;
દૈવગતિથી શ્રાપને, પામી અતિ પસ્તાય. ૨૪
ઋષિમુનિ સાથે આવીયા, ગંગા તીરે રાય;
સાધન પૂછે સર્વને, શ્રીહરિ કેમ પમાય ? ૨૫
પણ નહીં કોઇ થકી થયું, નિશ્ચય સાધન એક;
એવામાં ત્યાં આવીઆ, સદ્‌ગુરૂ **શ્રી શુકદેવ**. ૨૬
પ્રથમ સ્કન્ધ અનુક્રમ થકી, પ્રસન્ન થાવ શુકદેવ;
શ્રવણ મનન કરનારનું, દૂર કરો અહમેવ. ૨૭

---

## —દ્વિતીય સ્કન્ધ પ્રારમ્ભ—

દ્વિતીય સ્કન્ધ વિષે કહ્યા, દશ અધ્યાયજ સાર;
સ્થૂલ સૂક્ષ્મના ધ્યાનથી, થાય શ્રવણ અધિકાર. ૧
પૂજન કરી પાયે નમી, પૂછે પરીક્ષિતરાય;
દયા કરી કહો સદ્‌ગુરૂ, શ્રીહરિ કેમ પમાય ? ૨
શ્રીશુકદેવ કહે સુણો, પરીક્ષિત રાજા વાત;
શા માટે ગભરાય તું, જીવન છે દિન સાત. ૩
સાંખ્ય યોગ વેદાન્તને, સન્ત તણો મત એહ;
ભાવે ભજવા શ્રીહરિ, છોડી સહુ સંદેહ. ૪
સ્થૂલ સૂક્ષ્મની ધારણા, કહું છું તુજને રાય;
નિશ્ચય કરીને ધારતાં, શ્રીહરિ સદ્ય પમાય. ૫

સંસારી સુખ પામવા, સાધન જાણુ અનેક;
પણુ પ્રભુ પદને પામવા, શ્રીહરિ ભકિત એક. ૬
નારદને સંશય થયો, ધ્યાન લીન જોઇ તાત;
"આપ પિતા છો સર્વના, ધ્યાન ધરો શા માટ ?" ૭
બ્રહ્મા કહે "પર બ્રહ્મ જે, વ્યાપક જગદ્દા ધાર;"
"ચન્દ્ર સૂર્ય શિવ આદિ હું, તુંના સરજન હાર." ૮
"જેની ઇચ્છાથી થયું, પિંડ બ્રહ્માંડ પ્રકાશ;
"કોટિ કોટિ બ્રહ્માંડના, નાયક સ્વયં પ્રકાશ. ૯
"અવતારો અવની વિષે, ધરે ભક્તને કાજ;"
"કર્મ ધર્મને સ્થાપવા, ગોવિંદ ગરિબ નિવાજ." ૧૦
ચાર શ્લોકથી શ્રીમુખે, બ્રહ્માને કહે જ્ઞાન;
જે થકી બ્રહ્માને થયું, જગરચનાનું ભાન. ૧૧
સર્ગ વિસર્ગાદિ સહુ, સ્થાવર જંગમ જેહ
આશ્રય શ્રીહરિ જાણીયે, ભજો તજી સંદેહ. ૧૨
દ્વિતીય સ્કન્ધ અનુક્રમ થકી, ગ્રન્થ બીજ શુકદેવ;
કથન કરે કરૂણા કરી, ટળે જેથી અહમેવ. ૧૩

---

## —તૃતીય સ્કન્ધ પ્રારમ્ભ;—

ત્રીજા સ્કન્ધ વિષે કહ્યો, સર્ગતણો વિસ્તાર;
શ્રવણુ મનન કરે પ્રેમથી, તે પામે ભવ પાર. ૧
વિદૂર ધરથી નીકળ્યા, તીર્થો કરવા કાજ;
યમુના તીરે ઉદ્ધવ, મળ્યા કહી સઉ વાત. ૨
કૃષ્ણુ લીલા કહીને કહ્યું, યાદવનુ વૃત્તાંત,
શોક મોહ સહુ ચિત્તના, કર્યાં જ્ઞાનથી [illegible] ૩.

ઉદ્ધવ આજ્ઞાથી વિદુર, મૈત્રેય શરણે જાય;
વંદન કરીને પૂછતા, જે જે સંશય થાય. ૪
પર બ્રહ્મ પરમાતમા, સતચિત આનંદ એક,
ઇચ્છા શકિતથી રચે, પિંડ બ્રહ્માંડ અનેક, ૫
"વિદુર કહે પરબ્રહ્મ જેહ, નિર્ગુણ એક અખંડ,"
"તેને ઇચ્છા ક્યાં થકી, પ્રગટી કહો મહન્ત?" ૬
કહે મૈત્રેય "માયા તણું, લક્ષણ જાણો એહ,
"સાચાને ઢાંકી રહી, પ્રગટ કરે સંદેહ. ૭
હર્ષ શોક સુખ દુઃખને, જન્મ મરણ જંજાળ;
ઉપજાવે સહુ પ્રાણીને, એ માયાનો ખ્યાલ." ૮
આધ પુરૂષથી ઉપજી, માયા મહા બલવાન;
ત્રણ ગુણ ચોવિસ તત્ત્વથી, રચે કોટી બ્રહ્માંડ, ૯
આધ પુરૂષની નાભિથી, બ્રહ્મા પ્રગટજ થાય;
તેણે તપ ભારે કર્યું, પ્રસન્ન કર્યા જદુરાય. ૧૦
શ્રીહરિના વરદાનથી વિશ્વ રચે બ્રહ્મદેવ;
સનકાદિક ને રૂદ્રરૂપ, થયા પ્રભુ સ્વયમેવ. ૧૧
દક્ષાદિક દશ ઉપજ્યા, પણ નહીં વૃદ્ધિ થાય;
ત્યારે બ્રહ્મા દેહથી, થયાં મનુ સતરૂપાય. ૧૨
મનુ આદિ સહુ સૃષ્ટિને, રહેવા માટે સ્થાન;
વિચાર કરતાં પ્રગટીયા, વરાહ રૂપ ભગવાન. ૧૩
વરાહરૂપ હરિ દૈત્યને, જીતી લાવ્યા ભોમ;
સ્થાપન કરી શકિત ધરી. સ્તવન કરે મુનિવ્યોમ. ૧૪
કહું કથા હું તે તણી, સાંભળ થઇ સાવધાન;
શ્રવણ કર્યાથી ક્ષણ વિષે. ટળે દેહ અભિમાન. ૧૫

યોગેશ્વર સનકાદિકો, વૈકુણ્ઠ લોક મોઝાર;
આવ્યા શ્રીહરિ નીરખવા, રાખી પ્રેમ અપાર. ૧૬
જ્ઞાન મૂર્તિ પર બ્રહ્મ રૂપ, દિગમ્બર અવધૂત:
કોઇ નહીં અટકાવતા, દેખી તપ અદ્‌ભૂત. ૧૭
જય વિજય પ્રભુ પોળીઆ, અટકાવે જે વાર;
તુરત શ્રાપ આપી કહે, "દૈત્યો થાવ ગુમાર." ૧૮
કશ્યપ ઋષિના શ્રાપથી, દિતિ ગર્ભ મોઝાર,
આવ્યા હરિ ઇચ્છા થકી, જય વિજય તત્કાળ. ૧૯
શ્રી હરિએ શ્રી મુખથી, અનુગ્રહ કર્યો અપાર;
ત્રણ જન્મો પામી પછી, આવશો સ્થાન મોઝાર, ૨૦
મુનિઓને માધવ તણી, અરસપરસ સ્તુતિ વાણ:
વર્ણન કરી વૈકુણ્ઠથી, ગયા ઋષિ નિર્વાણ. ૨૧
હિરણ્ય કશ્યપુને વળી, હિરણ્યાક્ષ બલવાન;
હિરણ્યાક્ષને મારતા, પૃથ્વિ કાજ ભગવાન, ૨૨
સ્થાવર જંગમ વિશ્વની, કહી ઉત્પત્તિ અપાર,
પછી મનુરાજા પુત્રિનો, વંશ કરું વિસ્તાર. ૨૩
બ્રહ્માની આજ્ઞા થકી, કર્દમ કરતા કષ્ટ;
જાણી જગપતિ આવીઆ, સ્વરૂપ ધરી પ્રત્યક્ષ, ૨૪
સ્તુતિ સૂણી કર્દમ તણી, પ્રસન્ન થયા જગ નાથ,
કહે ઋષિને પ્રેમથી, સાંભળ મ્હારી વાત. ૨૫
કાલે કન્યા લઇ કરી, આવે છે મનુ રાય,
સતરૂપા સાથે અહીં, જેનો અતિ મહિમાય. ૨૬
પ્રગટ થશે નવપુત્રિઓ, હું પણ રચવા શાસ્ત્ર,
પ્રગટ થઇશ અવની વિષે, કહેવાશો તમે તાત. ૨૭

એમ કહી પ્રભુજી થયા, અંતર્ધ્યાનજ સાંય;
વાટ જોઇ કર્દમ રહ્યા, ધરી ધ્યાન મન માંય. ૨૮
પ્રભુજીના વરદાનથી, આવ્યા મનુ રાજન,
કર્દમ ઋષિને જોઇને, થયા અતિ પ્રસન્ન. ૨૯
દેવહૂતિ પરણાવીઆં, આણીને અતિવહાલ.
મન સતરૂપા આવીયાં, સ્થાન નિજ તત્કાલ. ૩૦
દેવહૂતિ કર્દમ તણી, કરે અતિશય સેવ;
જાણીને પ્રસન્ન થયા, કર્દમ ઋષિ સ્વયમેવ. ૩૧
દેવ હૂતિની ભાવના, જાણી મુનિ ભગવાન,
યોગબળે પ્રગટાવીયું, દૈવી એક વિમાન. ૩૨
ઋષિ કહે દેવી તમે, સ્નાન કરી દ્રોમાંહ્ય;
આવો શુધ્ધ થઇ કરી, મારી પાસે આંહ્ય. ૩૩
સુણી દેવી દ્રોમાં પડી, તો ત્યાં દીવ્ય ભુવન;
સહસ્ત્ર દાસી જોઇને, ચકીત થયું નિજ મન. ૩૪
સ્નાન કરી સણગાર સહુ, સજી દેવીઓ સાથ;
કર્દમને ચરણે નમી, જોડી બન્નો હાથ. ૩૫
ભોગ ભોગવ્યા અતિ ઘણા, પ્રગટી નવ કન્યાય;
કર્દમ કહે દેવી હવે, કરશો મને વદાય. ૩૬
દેવી કહે પ્રભુજી કરો, લગ્ન પુત્રિનાં નાથ;
પછી સ્વાંમિ હું દાસી પણ, આવીશ આપની સાથ. ૩૭
લગ્ન કર્યાં પછી કર્દમે, વિધિ સહિત ઋષિ સાથ,
પ્રગટ થયા પુરૂષોત્તમ, કપિલ ઋષિમુનિ નાથ. ૩૮
પ્રસન્ન થઇ દર્શન કરી, સ્તુતિ કરી ઋષિ જાય,
દેવ હૂતિને જ્ઞાન ત્યાં, કહે કપિલ મુનિ રાય. ૩૯

સાંખ્ય કહ્યું  સંક્ષેપમાં, સુણજે પરિક્ષિત રાય;
પ્રકૃતિ પુરૂષના જ્ઞાનથી, જન્મ મરણ દુઃખ જાય. ૪૦
આદ્ય પુરૂષના જ્ઞાનથી, પુરૂષ પ્રકૃતિ થાય;
પ્રકૃતિથી ત્રણ ગુણ થયા, જેથી તત્વ રચાય. ૪૧
પંચ ભૂત દશઇન્દ્રિયો, અંતઃકરણજ ચાર;
તન્માત્રા પંચ પ્રાણજે, પ્રકૃતિ તણો પ્રકાર ૪૨
પિણ્ડ અને બ્રહ્માંડતે, વિધ વિધ રૂપ વિસ્તાર,
પ્રગટ કરી પ્રભુ ખેલતા, લીલા અપરંમ પાર. ૪૩
સાક્ષી રૂપ પોતે રહ્યા, પ્રકૃતિ પર પરમેશ;
પ્રકૃતિ આધિન જીવતે, જાણે નહીં લવલેશ. ૪૪
સદ્‌ગુરૂ શરણે જઈ કરી, જાણે સાંખ્ય વિવેક;
પ્રકૃતિ પુરૂષ જાણી ભજે, હરિનો રાખી ટેક. ૪૫
શ્રવણા દિક કરી શાન્તિથી, નિરખે પ્રભુનું રૂપઃ
ધ્યાન ધારણા સાધીને, બની રહે તદ્રુપ. ૪૬
તો ક્ષણમાં ભવ જલ તરે, ગુરૂકૃપાથી જીવ;
કલેશ કર્મ સહુ ત્યાગીને, થાય જીવનો શિવ. ૪૭
મોક્ષ, સ્વરૂપના જ્ઞાનથી, અજ્ઞાનથી બંધન;
એ સર્વેનું કારણ, જાણો એકજ મન. ૪૮
જ્ઞાન ભક્તિ વૈરાગ્યનું, વર્ણન કરી સ્વયમેવ,
મુક્તિ આપી માતને, કહેછે શ્રી શુકદેવ. ૪૯
તેત્રીસ અધ્યાયથી કહે, તૃતીય સ્કન્ધ શુકદેવ;
શ્રવણ મનન કરવા થકી, દૂર થાય અહમેવ. ૫૦

---

## ચતુર્થ સ્કન્ધ પ્રારમ્ભઃ—

ચોથા સ્કન્ધ વિષે કહ્યો, વિસર્ગનો વિસ્તાર;
પાઠ કરે જે પ્રેમથી, તે ઉતરે ભવ પાર. ૧
મનુ રાજાના વંશનું, વર્ણન કરે શુકદેવ;
અત્રિૠષિથી પ્રગટીઆ, દત્તાત્રય સ્વયમેવ. ૨
બ્રહ્માજીના સત્રમાં, દક્ષ પ્રજાપતિ જાય;
માન ન આપ્યું શંકરે, તે થકી બહુ મુંઝાય. ૩
દક્ષ કહે "સહુ સાંભળો, કહું છું સાચી વાત,"
"ધર્મલોપ શિવે કર્યો, માટે દઉં છું શાપ." ૪
યજ્ઞ ભાગ શિવજી તણો, કરૂં આજથી બંધ;"
"જે થકી સર્વ સમજશે, થશે નહીં મદ અંધ." ૫
સુણી શાપ નંદીશ્વરે, આપ્યો દક્ષને શાપ;
"અજ મુખ દક્ષ તણું થજો, વિપ્ર યાચના પાપ." ૬
સામ સામી શાપ દઈ, સર્વ ગયા સ્વસ્થાન;
દક્ષે યજ્ઞ આરંભીઓ, રાખીને અભિમાન. ૭
કાપી નિમન્ત્રણ શિવનું, કરવા બેઠો યાગ;
જતા દેખી સહુ દેવને, કહે શિવને સતીમાત. ૮
શિવે સતીને વારીયાં, પણ નહીં બેઠા સ્થિર;
દક્ષ ઘેર ચાલી ગયાં, ત્યાગ કરીને ધીર. ૯
સ્થાન ન દીઠું શિવનું, માટે કરીને ક્રોધ;
દેહત્યાગ સતીયે કર્યો, કરી પ્રાણનો રોધ. ૧૦
જાણી શંકર કોપીયાં, જટા પછાડી ત્યાંય;
વીરભદ્ર ઉત્પન્ન કર્યો, આવ્યો યજ્ઞની માંય. ૧૧

યજ્ઞ ભંગ ક્ષણમાં કરી, હોમ્યું દક્ષનું શીશ;
ઋષિ મુનિ સહુ નાશી ગયા, પાડી મોટી ચીસ. ૧૨

બ્રહ્મા સાથે દેવ સહુ, આવ્યા શંકર પાસ;
સ્તુતિ કરીને પામીયા, અજ મુખ ઉલ્લાસ. ૧૩

સતી હિમાચળ ગૃહ વિષે, ધરી પાર્વતી નામ;
સ્તુતિ કરી સર્વે ગયા, પોત પોતાને ઠામ. ૧૪

સાવકી માત વચન થકી, ધ્રુવજી વનમાં જાય;
નારાયણ દર્શન કરી, વર પામી ઘેર જાય. ૧૫

માત પિતા શ્રવણે સુણી, હર્ષ ધરી મન માંહ્ય,
નગર લોક સાથે મળી, સામા લેવા જાય. ૧૬

પ્રજા સહુનો પ્રેમ તે, ધ્રુવજી ઉપર થાય;
પિતા પ્રસન્ન થઈ રાજ્યપદ, આપી વનમાં જાય. ૧૭

ધ્રુવજી રાજ્ય કરે અતિ, ધર્મ ધુરંધર ધીર;
ઉત્તમને વનમાં હણે, કુબેરજીના વીર. ૧૮

ધ્રુવજી યુદ્ધ કરી અતિ, જીતીને સહુ વીર;
ઘેર આવી હરિને ભજે, રાખી તન મન સ્થિર. ૧૯

છત્રીસ હજાર વર્ષનું, ભોગવી રાજ્યાસન;
પછી રાજ્ય દઈ પુત્રને, ગયા ધ્રુવજી વન. ૨૦

તપ કરીને અવિચલગતિ, પામ્યા ધ્રુવજી જેહ;
માટે સર્વે હરિ ભજો, દૂર કરી સંદેહ. ૨૧

ધ્રુવના વંશ વિષે થયો, અંગ પુત્ર એક વેન;
જેના રાજ્ય વિષે કદી, પામે નહીં કોઇ ચેન. ૨૨

ઋષિઓએ સમજાવીઓ, પણ નહીં સમજ્યો મૂઢ,
શાપ થકી મૃત થઇ પડયો, ગુમાવી સઘળું નૂર. ૨૩
ઋષિઓએ મંથન કરી, પ્રગટ કર્યા પૃથુરાય;
અર્ચિરાણી સાથ જોઇ, પ્રજા સહુ હરખાય. ૨૪
પૃથુરાજાએ પૃથ્વિનો, દોહન કરી લઇ સાર;
નગર ગ્રામ રચી સર્વને, આપે સુખ અપાર. ૨૫
યજ્ઞ કર્યાં નવ્વાણું ને, સુરપતિ સાથે સ્નેહ;
કર્યો પ્રભુના વચનથી, છોડી સહુ સંદેહ. ૨૬
પ્રસન્ન થઇ વર આપીને, ગયા શ્રીજગદાધાર;
શૌનકાદિક ઋષિ આવીઆ, જ્ઞાન તણા ભંડાર. ૨૭
જ્ઞાન આપી ઋષિઓ ગયા, આપી પ્રજાને શીખ;
સોંપી રાજ્ય નિજ પુત્રને, વન ગયા અર્ચિ સહીત ૨૮
તપ કરી પ્રભુપદ પામીઆ, પૃથુરાય સ્ત્રી સાથ;
પૃથુરાજાના, વંશમાં, પ્રાચિન બર્હિષ રાય. ૨૯
તેના દશ પુત્રો થયા, તે તપ કરવા જાય;
તેને શું બાકી રહે, ગ્રહણ કરે પ્રભુ હાથ. ૩૦
પ્રાચીન બર્હિષને કહ્યું, નારદ ઋષિએ જ્ઞાન;
પુરંજન આખ્યાનથી, દૂર કર્યું અજ્ઞાન. ૩૧
દેહ રૂપ નવ પુરી વિષે, જીવપુરંજન રાય;
બુદ્ધિ રાણી સાથ રહી, વિષય પડી બંધાય. ૩૨
ભૂલી ગયો નિજરૂપને, પામ્યો દુઃખ અપાર;
સુખ દુઃખ જન્મ મરણ વિષે, ગોથાં ખાય ગમાર. ૩૩

અજીત સખા રૂપ સદ્‌ગુરૂ, આવી આપે જ્ઞાન;
ત્યારે પૂરંજન તણું, દૂર થયું અજ્ઞાન. ૩૪
વિષયોના ભોગો થકી, બંધન પામે જીવ;
સતસંગને સદ્‌ગુરૂ થકી, થાય જીવનો શિવ. ૩૫
પ્રચેતાઓ તપ આદરી, પામીને વરદાન;
નારદ મુનિથી પામીયા, નિજ સ્વરૂપનું જ્ઞાન. ૩૬
દક્ષ પુત્રને સોંપીને, ગયા પ્રચેતા વન;
તપ કરી મુક્તિ પામીયા, વિષય મુક્ત કરી મન. ૩૭



## પંચમ સ્કન્ધ

સ્થિતિ વર્ણન પંચમ વિષે, કહે શુકદેવ દયાળ;
પ્રેમે પાઠ કર્યા થકી, દૂર જાય જંજાળ. ૧
પ્રિય વ્રત્ત વૈરાગ્યથી, ત્યાગ કરે સંસાર;
બ્રહ્માજી આવી કહે, ત્યાગ ગ્રહણ વ્યવહાર. ૨
પ્રિય વ્રત પોતે રચે, સપ્ત સમુદ્રો દ્વીપ;
પછી ત્યાગ ક્ષણમાં કરે, પ્રભુ ભજી જગજીત. ૩
આગ્નીધ્ર રાજા થકી નાભી રાજા થાય;
જેને પુત્ર પ્રગટ થયા, ઋષભ દેવ મહારાય. ૪
તેને સો પુત્રો થયા, ભરત જ્યેષ્ટ કહેવાય;
એકાશી બ્રાહ્મણ થયા, નવ યોગેશ્વર થાય. ૫
નવ નવ ખંડ પતિ થયા, કરે રાજ્ય સુખરૂપ;
ઋષભ દેવ કરી રાજ્યને, થયા બ્રહ્મ તદ્રુપ. ૬

ભરત ભોગવી રાજ્યને, તપ કરવા વન જાય;
હરણીના બચ્ચા થકી, પ્રેમ વડે બંધાય. ૭
હરણ રૂપ થઇ ભરતજી, પામી વિપ્રનો દેહ;
સ્વાત્માનું ભવથી ફરે, ત્યાગ કરી સંદેહ. ૮
દેવીથી છૂટી પછી, રહૂગણને કરે જ્ઞાન,
જેના શ્રવણ થકી ગયું, રહૂગણનું અજ્ઞાન ૯
દ્રઢ વૈરાગ્ય વિના નહીં, થાય કોઇને જ્ઞાન;
માટે દુઃખ સંસારનું, કર્યું રાયને ભાન. ૧૦
ભરત વંશ વર્ણન કરી, સપ્ત દ્વીપ નવ ખંડ;
નદીઓને પર્વત તણું, વર્ણન કર્યું અભંગ. ૧૧
સપ્ત દ્વીપ નવ ખંડમાં, ઉપાસના ભિન્ન ભિન્ન;
વર્ણન કરે શુકદેવજી, કરી ભક્તિમાં લીન. ૧૨
ભૂગોળ કહી વિસ્તારથી, ખગોળ કહે શુકદેવ,
સૂર્ય, ચન્દ્ર, તારા, ગ્રહો, વર્ણન કરે સ્વયમેવ. ૧૩
અંતરિક્ષ વર્ણન કરી, પાતાળો કહે સાત
નર્કો અઠ્ઠાવિસ તણું, વર્ણન કર્યું સાક્ષાત. ૧૪
અનુક્રમ પંચમ સ્કન્ધની, કહી છવ્વીસ અધ્યાય;
પાઠ કરે જો પ્રેમથી, તો દુઃખ દૂર પલાય. ૧૫

---

—:ષષ્ઠમ સ્કન્ધ પ્રારમ્ભઃ—

છઠ્ઠા સ્કન્ધ વિષે કહે, અનુગ્રહ પોષણ રૂપ,
શ્રવણ મનન કરવા વડે, ભાસે પ્રભુ સ્વરૂપ. ૧
નામતણો મહિમા અતિ, કરે વર્ણન શુકદેવ,
અજામેલ ક્ષણમાં તર્યો, નામ થકી સ્વયમેવ. ૨

નારાયણના નામથી, આવ્યા વિષ્ણુ દૂત,
યમના દૂતો ભાગીઆ, જોઇ રૂપ અદ્ભુત. ૩
યમ રાજાને જઇ કહ્યું, દુતોએ વૃત્તાંત,
નામ મહાત્મ્ય શ્રવણ કરી, કર્યું ચિત્તને શાન્ત. ૪
દક્ષે સ્તોત્ર કરી કર્યા, શ્રીહરિને પ્રસન્ન,
પુત્રો રચી આજ્ઞા કરી, સૃષ્ટિ રચવા મન. ૫
નારદના ઉપદેશથી, ત્યાગ કરી વન જાય;
દક્ષે બીજા પુત્રને, રચી કહ્યો ઉપાય. ૬
તેને પણ ત્યાગી કર્યા, નારદજીએ જ્યાંય;
ત્યારે શાપ દઇ રચી, સાઠ કન્યાઓ ત્યાંય; ૭
તેના વંશ વિષે થયો, વિશ્વરૂપનો જન્મ;
દેવોએ ગુરૂ માનીને, જાણી લીધો મર્મ. ૮
નારાયણ કવચે કરી, ઇન્દ્રિતણી અતિ સહાય્ય;
પણ ત્રણ મસ્તક છેદતો, દ્રોહ થકી સુરરાય. ૯
જે થકી ત્વષ્ટાએ રચ્યો, વૃત્રાસુર બળવાન;
લડવા આવ્યો દેવની, સાથે લઇ નિશાન. ૧૦
ઇન્દ્ર પ્રભુના વચનથી, દધ્યંચ ઋષિના હાડ;
માગી વજ્ર બનાવીને, યુદ્ધ કર્યું અતિગાઢ. ૧૧
વૃત્રાસુરે યુદ્ધમાં, ધર્યું પ્રભુનું ધ્યાન;
શ્રી હરિ કેરા તેજમાં, થઇ ગયો અન્ત ર્ધ્યાન. ૧૨
ચિત્રકેતુ એક રાયને, હતું નહીં સંતાન;
ઋષિ અંગિરા આવીને, રાખે રાયનું માન. ૧૩
હર્ષ શોક પામ્યો અતિ, બાલ થકી તે રાય;
નારદના ઉપદેશથી, તપ કરવા વન જાય. ૧૪

તપ કરી વિદ્યાધર થયો, પણ જોયો શિવ દોષ;
દૈત્ય થયો તે શાપથી, કર્યો સતીએ રોષ. ૧૫
મોટાના અવગુણ કદી, જોશો નહીં હરિજન;
શુદ્ધ ભાવથી હરિ ભજી, રાખો નિર્મળ મન. ૧૬
દિતીએ કશ્યપ વચનથી, કર્યું પુંસવન વ્રત;
ઓગણ પચાસ દેવને, આપ્યો જન્મજ તૂર્ત. ૧૭
અનુક્રમ છઠ્ઠા સ્કન્ધની, કહી ઓગણીસ અધ્યાય;
હરિજન હેતે સાંભળે, તો સંશય મટી જાય. ૧૮

---

—સપ્તમસ્કન્ધ પ્રારમ્ભઃ—

સપ્તમ સ્કન્ધ વિષે કહે, લીલા શ્રીભગવાન;
નૃસિંહ રૂપ પ્રગટી પ્રભુ, કરે ભક્તને સાન. ૧
સનકાદિકના શાપથી, હિરણ્યકશ્યપુ રાય;
ભક્ત અને ભગવાનનો, દ્રોહ કરી હરખાય. ૨
શાન્ત પમાડી સર્વને, ગયો વન મોઝાર;
તપ કરી વર પામી કરે; દેવ ધર્મ સંહાર. ૩
મહા ભક્ત પોતા તણો, પુત્ર નામ પ્રલ્હાદ;
ભજે ભજાવે શ્રીહરિ, પામી હરિ રસ સ્વાદ. ૪
હરિ હરિ સહુમાં દેખતા, ભક્ત રાજ પ્રલ્હાદ;
જાણી ગરજી ઉઠીઓ, દૈત્ય પાડીને સાદ. ૫
મારો મારો દુષ્ટને, મુજ શત્રુ એ બાળ;
સ્તમ્ભ થકી નરસિંહજી, પ્રગટયા ત્યાં તત્કાળ. ૬
નૃસિંહજીએ મારીઓ, હિરણ્યકશ્યપુ દુષ્ટ;
પ્રલ્હાદે સ્તુતિ કરી, પ્રસન્ન કર્યા પ્રભુ પુષ્ટ. ૭

પ્રલ્હાદે વર માગીઓ, હરિ ચરણમાં વાસ;
આપો મુજને શ્રીહરિ, અન્ય નથી કંઇ આશ. ૮
પોતાનો કરી સ્થાપીઓ, પ્રલ્હાદ ભકત પ્રમાણ;
એવા પ્રભુને નહીં ભજે, તે નર મૂઢ અજાણ. ૯
ત્રિપુરા સુરનો વધ કરી, વર્ણાશ્રમના ધર્મ;
કહે શ્રીસદ્‌ગુરૂ પ્રીતથી, મોક્ષ ધર્મનો મર્મ. ૧૦
સપ્તમ સ્કન્ધ વિષે કહ્યા, અધ્યાય દશને પાંચ;
પ્રલ્હાદ પેર પ્રભુ ભજે, તો નહીં લાગે આંચ. ૧૧

---

## —અષ્ટમ સ્કન્ધ પ્રારમ્ભઃ—

અષ્ટમ સ્કન્ધ વિષે કહ્યો, ચૌદ મનુ વિસ્તાર;
શ્રવણ કરે જે પ્રેમથી, તે ઉતરે ભવપાર. ૧
મન્વન્તર ચૌદો વિષે, શ્રી હરિના અવતાર;
લીલાઓ કરીને કરે, દુષ્ટોનો સંહાર. ૨
સ્વયંભૂ મનુના થયા, યજ્ઞ રૂપ ભગવાન;
ગજેન્દ્ર મોક્ષ કરી કહે, સ્મરણ ભકિતનું જ્ઞાન. ૩
હરિનામ ઉચ્ચારતાં, ગજેન્દ્ર પામ્યો મોક્ષ,
એવા પ્રભુને જે ભજે, તે પામે સંતોષ. ૪
દુર્વાસાના શાપથી, દેવ થયા નિસ્તેજ,
શ્રીહરિ શરણે આવીને, શાન્તિ પામ્યા સ્હેજ. ૫
દેવ દૈત્ય ભેગા મળ્યા, સાગર મન્થનકાજ,
વિષ પાન પોતે કરે. શંકર ગરીબ નિવાજ. ૬
ચૌદ રત્ન સાગર થકી, કાઢે સુર અસુર;
અમૃત લઇને નાસીયા, દૈત્યો સર્વે દૂર. ૭

મોહની રૂપ ધરી પ્રભુ, મોહ પમાડે દૈત;
દેવ દૈત્ય સંગ્રામમાં, કરી દેવની જીત. ૮
માયા મોહની રૂપથી, મોહ પામીયા શિવ;
તો મોહમાયા જાળથી, કેમ ઉગરે જીવ. ૯
સર્વે હરિજન હરિ ભજો, મુકી મદ અભિમાન;
શરણુ રહ્યાથી શ્રીહરિ, રાખે નિજ જન માન. ૧૦
મન્વતર મન્વન્તરે, પ્રગટ થઇ ભગવાન,
સર્વે હરિજનના કરે, ઉંચ નીચ સહુ કામ. ૧૧
શુક્રાચાર્યે વિશ્વજીત, યજ્ઞ બલિની પાસ;
કરાવ્યો જેથી નીકળ્યો, રથ અશ્વોની સાથ. ૧૨
ગુરૂ કૃપાથી દેવ સહુ, જીતી બલી રાજન;
ગુરૂ ચરણે નમીને કર્યું, ભાવ થકી પૂજન. ૧૩
અદિતિએ વ્રત આદર્યું, પયોવ્રત મહાસાર;
વામન રૂપ પ્રભુ પ્રગટીઆ, વિદ્યાગુણુ ભંડાર. ૧૪
બલિ રાજાના યજ્ઞમાં, જઇ જાચે જગનાથ;
ત્રણુ ડગલાંમાં લોક ત્રણુ, લેતા મસ્તક સાથ. ૧૫
બલિરાજા બીધો નહીં, શ્રાપ થકી લવલેશ.
સારે દ્વાર વિષે થયા, છડીદાર પરમેશ. ૧૬
મચ્છ સ્વરૂપથી શ્રીહરિ, સત્ય વ્રતની પાસ;
આવીને પૂરણુ કરે, નિજ જનની મન આશ. ૧૭
ચોવીસ અધ્યાયે કહી, અનુક્રમ અષ્ટમ સ્કન્ધ,
પાઠ કર્યાથી છૂટશે, જન્મ મરણુના બંધ. ૧૮

---

## —: નવમસ્કન્ધ પ્રારમ્ભ :—

નવમ સ્કન્ધ વિષે કહ્યા, ચન્દ્ર સૂર્યના વંશ;
હરિજન સાર ગ્રહણ કરે, પયપાણીથી હંસ. ૧
ચન્દ્રસૂર્યના વંશથી, રાજાઓના નામ;
વર્ણન કરતાં પ્રેમથી, પામે વૈકુંઠ ધામ. ૨
મનુપુત્ર સુદ્યુમ્નનું, થયું વનિતા રૂપ;
તેનાથી પુરૂરવ થયા, રૂપ ગુણથી તદ્રુપ. ૩
શર્યાતિ રાજા તણી, કન્યા રૂપ ગુણ ધામ;
ચ્યવન નેત્રને ફોડતી, બાળા તે અજ્ઞાન. ૪
ચ્યવન ઋષિને રીઝવવા, કન્યા દઇ નિજધામ;
રાજા આવ્યો ખેદથી, રહી કન્યા તે ઠામ. ૫
સેવા કરતી પ્રેમથી, ચ્યવન ઋષિની નાર;
માટે ભોગ વિલાસને, પામી અપરંપાર. ૬
ભક્તરાય અમ્બરિષનું, વર્ણન કરૂં શી પેર;
જેણે પ્રભુની ભક્તિ વિણ, જાણ્યા સહુ સુખઝેર. ૭
કાયા મન વાણી થકી, કરે નિરંતર સેવ;
ઉંચ નીચ સેવા વિષે, તેને નહીં અહમેવ. ૮
દુર્વાસાનો ક્રોધ પણ, શાન્ત કરે રાજન;
પ્રભુએ ભક્ત તણી કરી, સ્તુતિ થઇ પ્રસન્ન. ૯
સૌભરિ ઋષિ ત્યાગી અતિ, દેખી મચ્છ વિહાર.
પચાસ કન્યાઓ વરી, માંડ્યો અતિ વિહાર ૧૦
માટે ત્યાગી સન્તને, રહેવું સંગથી દૂર;
કનક કામિની ક્ષણ વિષે, તપમાં નાંખે ધૂળ. ૧૧

સાઠ સહસ્રો પણ થયા, ક્ષણમાં બળીને રાખ;
અવગણના મોટા તણી; માંએ મોટી સાખ. ૧૨
ચોથી પેઢીએ થયા, ભગિરથ મહા રાજન;
ગંગાજી લાવી કરે, પિતૃને પાવન. ૧૩
બે ઘડીમાં ખટ્વાંગ પણ, પામ્યો પ્રભુનું ધામ;
માટે નર નારી સહુ, ભજો ભાવેથી રામ. ૧૪
દશરાય તણા થયા, પુત્ર નામ ધરી રામ;
ભરત શત્રુઘ્ન લક્ષ્મણ, ચારે રૂપ નિધાન. ૧૫
પિતા વચનથી વન ગયા, સીતા સાથ શ્રીરામ,
રાવણ સમ દૈત્યો હણી, કરે કર્મ નિષ્કામ. ૧૬
રામ નામથી પાણી પણ, તર્યાં કપિને હાથ,
એવા પ્રભુ ભાવે ભજી, તરો હરિજન સાથ. ૧૭
નિમિ રાજાનો વંશ પણ, વર્ણન કરે શુકદેવ;
નિમિના વંશ વિષે નહી, લેશ માત્ર અહમેવ; ૧૮
ચન્દ્ર વંશમાં બુધ થકી, થયા પુરૂરવ રાય;
તેને ષટ્ પુત્રો થયા, જેનો અતિ મહિમાય. ૧૯
પરશુરામજી પ્રગટીને, કરે શત્રુ સંહાર;
સહસ્રાર્જુન અપરાધથી, પ્રાક્રમ કરી અપાર. ૨૦
શુક્રાચાર્ય સુતા અને, શર્મિષ્ટાની સાથ;
યયાતિ રાજાએ કર્યાં, લગ્ન વિચારી વાત. ૨૧
દેવયાનિ કહે રાયને, "શર્મિષ્ટાની સાથ,
કદી ન રમતું પ્રેમથી, કહું છું સ્વામિનાથ," ૨૨
દેવયાનિને પુત્ર બે, શર્મિષ્ઠાને ત્રણ;
જાણી દુઃખ પામી અતિ, ગઈ પિતાને શરણ. ૨૩

શુક્રે શાપજ આપીઓ, "જરા આપ તુજ અંગ"
કાલાવાલા અતિ કર્યાં, કરવા સ્ત્રીનો સંગ. ૨૪
જરા આપી નિજ પુત્રને, લઇ જુવાની તાત;
ભોગ ભોગવ્યા અતિ ઘણા. થયો વિશ્વ વિખ્યાત. ૨૫
પુત્ર પુરૂને રાજ દઇ, ગયો યયાતિ વન;
ધરી વૈરાગ્ય હૃદય વિષે, કર્યું આત્મ ચિન્તવન. ૨૬
શકુન્તલા દુષ્યંતથી, ભરતોત્પત્તિ થાય;
રન્તિદેવ આખ્યાનથી, પરમારથ કહેવાય. ૨૭
કૌરવ પાંડવના કહ્યા, વંશો અપરમપાર,
યાદવ છપ્પન કોટીનો, કીધો અતિ વિસ્તાર. ૨૮
અનુક્રમ નવમ સ્કન્ધની, કહી ચોવીસ અધ્યાય;
સદ્‌ગુરૂ શ્રી શુકદેવથી, ક્ષણમાં ભવ તરી જાય. ૨૯

---

## —દશમસ્કન્ધ પ્રારમ્ભઃ—

દશમસ્કન્ધ વિષે કર્યો, કૃષ્ણલીલા વિસ્તાર;
નિરોધ જેનું નામ છે, જે થકી ઉતરે પાર. ૧
મન ઇન્દ્રિય બુદ્ધિ અને, પ્રાણ કૃષ્ણમાં લીન;
નિરોધ તેનું નામ છે, ભાસે નહીં પછી ભિન્ન. ૨
કૃષ્ણલીલા કથવા વિષે, ચિત્ત ઘણું હરખાય;
સદ્‌ગુરૂ શ્રી શુકદેવજી, કરશો મુજને સહાય્ય. ૩
વસુદેવ દેવકી તણા, લગ્ન વિષે કંસરાય;
રથ જોડી મુકવા જતાં, આકાશ વાણી થાય. ૪
સુણી દુષ્ટ તલવાર લઇ, દેવકી હણવા જાય;
વસુદેવ યુક્તિ થકી, છુટી પેર પળાય. ૫

ગૌરૂપ પૃથ્વી માતનું, દુઃખ જાણી બ્રહ્મદેવ;
કરે પ્રાર્થના અતિ ઘણી, કહે પ્રભુ સ્વયમેવ. ૬
દેવો સહુ મથુરાં વિષે, પ્રગટો યાદવસાથ;
હું પણ પ્રગટ થઇશ ત્યાં, કહું છું સાચી વાત. ૭
વસુદેવના પુત્ર છ, કંસે માર્યો જ્યાંય;
આદ્ય શક્તિને શ્રી હરિ, બોલાવે છે ત્યાંય. ૮
આદ્ય શક્તિ આ ગર્ભ તું, રોહિણી ઉદરે મૂક;
તું ગોકુળમાં નંદ ઘેર, પ્રગટ યશોદા પૂત. ૯
શ્રી હરિની આજ્ઞા થકી, કર્યું શક્તિએ કામ;
અષ્ટમ ગર્ભ વિષે પ્રભુ, પ્રગટ થયા ઘનસ્યામ. ૧૦
ચતુર્ભુજ રૂપ દેખીને, વસુદેવ દેવકી સાથે;
સ્તુતિ કરે અતિપ્રેમથી, જોડીને બે હાથ. ૧૧
બ્રહ્માદિક દેવો સહુ, સ્તવન કરી નિજ ધામ;
ગયાં પછી કહે તાતને, પોતે પૂરણ કામ. ૧૨
ગોકુળમાં નંદરાય ઘર, મૂકી આવો મુને વાત;
આદ્ય શક્તિ ત્યાંથી લઇ, આવો કહુ સત્ય વાત. ૧૩
વચન સુણી શ્રી હરિતણા, વસુદેવ લઇ બાળ;
ગોકુળ મૂકી લાવીઆ, યોગ શક્તિ તત્કાલ. ૧૪
રૂડવા લાગી આવીને, યોગ શક્તિ કરી સાદ;
રક્ષપાળ કહે કંસને, પ્રગટ થયું કંઇ બાલ. ૧૫
કંસે જોયું આવીને, દીઠું કન્યા રૂપ;
પણ પાપી લઇને હણે, યોગ શક્તિ તદ્રુપ. ૧૬
છૂટી આકાશે જઇ, કહે છે દેવી વાણ;
"તારો શત્રુ ઉછરે, કહું છું સાચું માન." ૧૭

સુણી એવું કંસે કર્યો, બાલ હનન ઉપાય;
જ્યાં ત્યાં જઈ દૈત્યે હણે, કરી અતિ અન્યાય. ૧૮
નંદ ઘેર આનંદ થયો, પ્રગટ થયા નંદલાલ;
ગોપી ગોપો સહુ મળી, કરતા જયજયકાર. ૧૯
આનંદ ઓચ્છવ કરી પછી, કર દેવાને કાજ;
મથુરામાંહી આવીઆ, ગોપ સાથ નંદરાય. ૨૦
કર આપી વસુદેવને, મળી કરી બહુવાત,
વસુદેવ કહે નંદને, ગોકુળમાં ઉત્પાત. ૨૧
પુતના બાલક મારતી, આવી હતી નંદદ્વાર;
કૃષ્ણ લઇ ધવરાવતી, જાણી પ્રભુએ વાર. ૨૨
ચુસી પ્રાણ પ્રભુજી રમે, પુતના ઉરધરી પ્રેમ;
ગોપોવિસ્મય પામીયા, કહે નંદને એમ. ૨૩
પુતના હહન કરી પછી, શકટા સુરનો વધ;
તૃણાવર્તને મારતા, યશોદા દેખે સર્વ. ૨૪
ગર્ગાચાર્યે રામને, કૃષ્ણતણા શુભનામ;
પાડ્યા પછી બતાવીયું, મુખમાં વિશ્વતમામ. ૨૫
ગોપી ફોડયાથી પ્રભુ, ઉખલથી બંધાય;
યમલાર્જુન ઉદ્ધારીયા, [illegible] કરી તે જાય. ૨૬
વત્સાસુર બકાસુર, [illegible] કૃષ્ણ કૃપાળ;
અઘા સુરના મુખ [illegible] આણી વહાલ. ૨૭
ગોપ વાસ બ્રહ્મા [illegible], [illegible] જાણી પ્રભુમન;
નવા બનાવી ખેલતા, [illegible] દિવસ ભુવન. ૨૮
પરબ્રહ્મ શ્રી કૃષ્ણ [illegible] એવું જાણી બ્રહ્મદેવ;
સ્તુતિ કરી ગદ્ગદ્ થઇ, દીઠા સર્વ સ્વયમેવ ૨૯

ધેનુકાસુર મારીને, નાગ નાથે મહારાજ;
વિષ અગ્નિથી બચાવતા, પોતે ગરિબ નિવાજ. ૩૦
નાગ નાગણી સ્તુતિ કરી, પૂજે પ્રભુના પાય;
પ્રભુ આજ્ઞાથી ત્યાં થકી, કુટુંબ સહીત પળાય. ૩૧
ગ્રીષ્મે બળદેવે હણ્યો, પ્રલમ્બા સુર મહાજોધ;
રામ કૃષ્ણ કરે સર્વને, વર્ષા શરદનો બોધ. ૩૨
વેણુગીત શ્રવણે સુણી, થાય ભકત તદ્રુપ;
કાત્યાયની વ્રત આચરે, ગોપી થઇ એક રૂપ. ૩૩
કૃષ્ણ આવી વસ્ત્રો લઇ, હાસ્ય કરીને શ્યામ,
આપી ગોપો મોકલ્યા, ઋષિ પત્નિને ઠામ. ૩૪
અન્ન લઈ ઋષિ પત્નિઓ, આવી પ્રભુજી પાસ;
દયા કરી શ્રીમોહરે, પૂરણ કીધી આશ. ૩૫
ઇન્દ્ર યજ્ઞ અટકાવીને ગોવર્ધનનો યાગ;
કરાવ્યો કૃષ્ણે પ્રેમથી, ગોપો રમવા કાજ. ૩૬
ક્રોધ થકી ઇન્દ્રે કરી, વૃષ્ટિ અપરંપાર;
ગોવર્ધન પર્વત ધરી, ઉગાર્યાં નરનાર. ૩૭
વામ હસ્તની આંગળી, પર રાખ્યો ગિરિરાય;
સાત દિવસ સહુ જોઇને, મનમાં વિસ્મય થાય. ૩૮
ઇન્દ્રે સ્તવન કર્યું અતિ, મૂકીને અભિમાન;
અભિષેક પ્રભુને કર્યો, ગોવિન્દનામ પ્રમાણ. ૩૯
નંદરાયને વરૂણ દૂત, લઇ ગયા જે વાર;
વરૂણ ધામથી કૃષ્ણજી, લઇ આવ્યા જે વાર. ૪૦
વરૂણ સ્તવન વૈભવ થકી, ચકિત થયા નંદરાય;
ગોપને બતલાવીયું, ધામ શ્યામ હરખાય. ૪૧

યમુના ત્રટ વૃન્દાવન, પૂર્ણ ચન્દ્ર જોઇ શ્યામ;
બંસીનાદ કરે પ્રભુ, ગોપી પુરણ કામ, ૪૨
શ્રવણ કરી ગોપી સહુ, આવી યમુના તીર;
કૃષ્ણ વચન બ્હીવા કહે, જોવા ગોપી ધીર. ૪૩
પણ તન મનથી નહીં ડગી, ગોપી રહી પ્રભુ પાસ;
કૃપા કરી શ્રી કૃષ્ણજી, પુરણ કરતા આશ. ૪૪
ગર્વ થયો સહુ ગોપીને, જાણી શ્રી ભગવાન;
ગર્વ નાશ કરવા પ્રભુ, થઈ ગયા અંતર્ધ્યાન. ૪૫
કૃષ્ણ કૃષ્ણ કરતી સહુ, ફરતી વન મોઝાર;
ભાન ભૂલી રડતી અતિ, જોતી કરી પોકાર. ૪૬
ગોપી ગીત કરી પછી, વર્ણન કરીને ગાય;
સહન થયું નહીં શ્યામથી, ગોપી પાસે જાય. ૪૭
પ્રાણ આવે જેમ દેહમાં, તેમ પામી શ્રીનાથ;
બેસાડયા નિજ વસ્ત્રપર, ઝાલી પ્રભુના હાથ. ૪૮
આગળ પાછળ ગોપીઓ, વચમાં સુંદર શ્યામ;
તારામાં જ્યમ ચન્દ્રમા, શોભે પૂરણ કામ. ૪૯
રાસ રચી ષટ્ માસનો, વ્રજ વનિતા ઘર જાય;
કૃષ્ણ કૃષ્ણ શ્રીકૃષ્ણ કહી, કૃષ્ણરૂપ થઇ જાય. ૫૦
સર્પ ગ્રાસથી નંદને, મૂકાવે પ્રભુ આપ;
શંખ ચૂડને મારીને લીલા કરી અમાપ. ૫૧
ગોપીઓ વર્ણન કરે, યુગ્મ ગીતથી જાણ;
અરિષ્ટાસુર વ્યોમાસુર નાશ કરે ભગવાન. ૫૨
નારદ કહેતા કંસને રામકૃષ્ણની ભાળ;
શ્રવણ કરીને મોકલ્યા, અક્રુરને તત્કાળ. ૫૩

કેશી દૈત્ય હણી પ્રભુ, પાસે નારદ જાય;
સમાચાર સર્વે કહી, મનમાં અતિ હરખાય. ૫૪
કૃષ્ણ કૃષ્ણ કરતાં લઈ, રથ આવ્યા અક્રૂર;
ગોકુળમાં ગોવિંદ રહે, આવ્યું આનંદ પૂર. ૫૫
પ્રભુ ચરણ રજ જોઇને, આળોટયા હરિદાસ;
રામકૃષ્ણને નીરખતાં, પૂરણ થઈ સહુ આશ. ૫૬
વિલાપ વ્રજ વનિતા તણો, શ્રવણ કર્યો નહીં જાય;
રામકૃષ્ણ ગોપો, સહીત, મથુરા માર્ગે પળાય. ૫૭
યમુનાજીમાં અક્રુરે દીઠું અદ્ભુત રૂપ;
સ્તુતિ કરી ચરણે નમી, થઇ રહ્યા તદ્રુપ. ૫૮
મથુરાની ભાગોળ વિષે, ગાડાં છોડે ગોપ;
અક્રુરને ઘેર મોકલ્યા, પોતે રહ્યા અલોપ ૫૯
મથુરા જોવા શ્રીહરિ, ગોપો સાથે જાય;
ધોબી માર્યો માધવે, વસ્ત્ર લઇ હરખાય. ૬૦
સુદામા માળી તણો, કરી અનુગ્રહ નાથ;
કુબ્જાનું ચંદન પ્રભુ, લેતા હાથો હાથ. ૬૧
ધનુર્ભંગ કરી કૃષ્ણજી, આવ્યા ગોપો સાથ,
ભોજન કરી સહુ સાથમાં, શયન કરે શ્રી નાથ. ૬૨
પ્રાતઃકાળે ઉઠીને, આવે ગોપ સમાજ;
માર્ગ વિષે ઉભો રહ્યો, મા'વત લઇ ગજ રાજ. ૬૩
અન્ય ગોપ જઇ બેસીઆ, પોતપોતાને ઠામ;
પણ મારગમાં રોકીયા, કૃષ્ણ અને બળરામ. ૬૪
કૃષ્ણે કુવળયા પીડને, હણ્યો હાથ હથીઆર;
મલ્લ અખાડે માધવ, આવ્યા રાખી પ્યાર. ૬૫

શળ તોપણ ચાણૂર અને, મુષ્ટિક મલ કહેવાય;
રામ કૃષ્ણને પામીને, કહે વચન હરખાય. ૬૬
કંસરાય ઇચ્છા થકી, યુદ્ધ કરો બેઉ વીર;
મલ્લ કુસ્તી કરવા કરે, પ્રયત્ન શ્યામ શરિર. ૬૭
ચાણુર સાથે કૃષ્ણજી, મુષ્ટિક સાથે રામ;
દાવ પેચ મલ્લના કરી, પહોંચાડયા નીજ ધામ. ૬૮
તેમજ શળ તોપણ હણી, આવ્યા મામા પાસ;
ક્ષણમાં રોળી નાંખીયો, પૂર્ણ કરી સહુ આશ. ૬૯
માત પિતાને છોડીને, માયા કરતા શ્યામ;
નંદાદિક સહુ ગોપને, ધીરજ દે ઘનસ્યામ. ૭૦
વિદાય કરી સહુ ગોપને, ઉગ્રસેનને રાજ્ય;
આપી યજ્ઞોપવિતની, લીલા કરે મહારાજ. ૭૧
ગુરૂ કુળમાં વાસો વસી, ભણ્યા પોતે ભગવાન;
ગુરૂ દક્ષિણા આપીને, આવ્યા નિજ સંસ્થાન. ૭૨
ઉદ્ધવને દેખાડવા, ગોપીઓનો પ્રેમ;
ગોકુળમાં હરિ મોકલે, આણી હૃદયે રહેમ. ૭૩
નંદ યશોદા ગોપીને, પ્રેમ જોઈ અભિમાન;
ઉદ્ધવનો ઉતરી ગયો, થયા પ્રેમ ગુલતાન. ૭૪
કુબ્જા કોડ પુરણ કરી, અક્રૂર ઘેર પ્રભુ જાય;
દર્શન કરી શ્રીકૃષ્ણના, ભકતરાજ હરખાય. ૭૫
પૂજન સ્તવન કરી રહ્યા, પછી કહે હરિ વાત;
હસ્તિનાપુર વિષે તમે, જાવ જુઓ સાક્ષાત્. ૭૬
પ્રભુ આજ્ઞાથી ભકતજી, આવી હસ્તિનાપુર;
દુઃખ જાણી કુન્તા તણું, આવ્યા હરિ હજુર. ૭૭

અસ્તિ પ્રાપ્તિ બે પુત્રિઓ, જરાસંધની જેહ;
કંસરાયની નારીઓ, ગઈ તાત ગૃહ તેહ ७८
તેવીસ અક્ષોહિણી લઈ, આવ્યો જરાસંધરાય;
મથુરામાંથી નીકળ્યા, કૃષ્ણ અને બળરાય. ७९
જરાસંધને જીતીઓ, રામે સત્તર વાર;
ત્રણ કોટી યવનો લઇ, કાળ યવન કરે વ્હાર. ૮૦
દ્વાદશ યોજન નીરચી, દ્વારામતી ઘનશ્યામ;
સુવર્ણની શોભા ભરી, યાદવનો વિશ્રામ. ૮૧
મુચ કુન્દની દષ્ટિ વડે, કાળ યવનનો નાશ;
કરાવીને પુરણ કરી, ભકતરાયની આશ. ૮૨
ભયથી જાણે નાસીયા, જણાવીને જદુવીર;
કુન્દનપુરથી રૂક્ષમણિ, વિપ્ર મોકલે ધીર. ૮૩
કૃષ્ણ આવી સહુ દેખતાં, કરે રૂક્ષ મણિ હર્ણ;
યોદ્ધાઓ સામા થયા, પામ્યા ને સહુ મર્ણ. ૮૪
રૂકમૈયાદિ સર્વને, જીતી કૃષ્ણ કૃપાળ;
દ્વારા મતિમાં આવીને, કર્યાં લગ્ન તત્કાળ. ૮૫
પ્રદ્યુમ્ન પ્રભુ પુત્રતે, સમ્બરા સૂરનો કાળ;
મારીને રતિ સાથ લઇ, આવ્યો પ્રભુનો બાળ, ૮૬
મણિ લેવા માધવ ગયા, જામ્બુ વાનને સ્થાન;
જામ્બુવતિ પરણી મણિ, લઇ આવ્યા ભગવાન. ૮७
સત્ય ભામા શ્રીકૃષ્ણને, આપે સત્રાજીત,
પરબ્રહ્મ શ્રીકૃષ્ણમાં, કરતો ઉત્તમ પ્રીત. ૮૮
સૂર્ય સુતા કાલન્દ્રીનો, કૃષ્ણે ઝાલ્યો હાથ;
મિત્ર વિન્દાને લાવીયા, પોતે શ્રી મહારાજ. ૮૯

સાત વૃષભ નાથી વર્યા, સત્યાને ભગવાન;
ભદ્રાને લક્ષ્મણા તણાં, રાખ્યાં પ્રભુએ માન. ૯૦
નરકા સુરને મારીને, સોળ સહસ્રની સાથ;
લગ્ન કર્યું અતિપ્રીતથી, પોતે દ્વારિકા નાથ. ૯૧
રૂક્ષ્મણિ સાથે હાસ્યથી, કરતા પ્રભુ વિનોદ;
રૂક્મૈયાને રામનો, રમતાં થયો વિરોધ. ૯૨
ઓખાનું અનિરૂદ્ધ વિષે, લાગ્યું અતિશય મન;
હરણ કરીને લાવતી, ચિત્ર લેખા હરિતન. ૯૩
બાણા સૂરે બાંધીઓ, અનિરૂદ્ધ પ્રભુનો બાળ;
શંકર શામળીઆ લડયા, કોપ્યો જાણે કાળ. ૯૪
કૃષ્ણે બાણાસૂરતણા, ચક્રે છેદ્યા હાથ;
લગ્ન કરાવી લાવીઆ, અનિરૂદ્ધને શ્રીનાથ. ૯૫
દેવ દ્વીજના દ્રવ્યથી, પામે દુઃખ અપાર;
નૃગ રાજા દૃષ્ટાંતથી, કહેતા જગદાધાર. ૯૬
ગોકુળમાં બળભદ્રજી, રમતાં ગોપી સાથ;
યમુનાજીને ખેંચતા, પોતે શ્રી જદુનાથ. ૯૭
કૃષ્ણ વેષ પૌન્ડક ધરી, કરતો અતિશય દંભ;
પ્રભુએ તેને મારીયો, ધરીને મન ઉમંગ. ૯૮
દ્વિવિદ વાનર મારતા, રીસ કરી બળદેવ;
સામ્બ છોડવતાં કૌરવો, નો ટાળ્યો અહમેવ. ૯૯
ગૃહસ્થાશ્રમ શ્રીકૃષ્ણનો, જોઇને નારદ મુન્ય;
વિસ્મય પામ્યા અતિઘણું, સ્તુતિ કરે થઇ દીન. ૧૦૦
રાય સુય માટે કરે, વિચાર પાણ્ડુ તન;
જરા સંધને મારવા, વિચારે પ્રભુ મન. ૧૦૧

હસ્તિનાપુર પોતે પ્રભુ, આવ્યા આણી વહાલ;
દિગ્વિજય કરવા ગયા, પાણ્ડુ રાયના બાલ. ૧૦૨
ભીમ અર્જુન શ્રીકૃષ્ણ ત્રણ, ધરી વિપ્રનો વેશ;
ભીમ હસ્તે મરાવતા, જરાસંઘ પરમેશ. ૧૦૩
રાયસૂય આરંભમાં, કૃષ્ણ તણું પૂજન;
શ્રવણ કરી શિશુપાલને, લાગ્યું દુઃખ બહુ મન. ૧૦૪
કઠણ વચન પ્રભુને કહ્યાં, અતિશય જેણીવાર;
શ્રીકૃષ્ણે નિજ ચક્રથી, છેદ્યું શિશ તત્કાળ. ૧૦૫
રાયસૂય વિધિસર કરી, હરખાયા બહુ મન;
પણ અપમાન થકી થયું, દુઃખ દુર્યોધન મન. ૧૦૬
અતિ માયાવી શાલ્વને, હણતા કૃષ્ણ કૃપાળ;
દંત વક્ર વિદુ રથતણો, આણે પ્રભુજી કાળ. ૧૦૭
બળભદ્રે સૂતને હણ્યા, આણી મનમાં રીસ;
પછી પ્રાયશ્ચિત કરવા ગયા, પોતે શ્રી જગદીશ. ૧૦૮
તીર્થ કરી દૈત્યો હણી, આવ્યા ઋષિઓ પાસ;
રામ પરાક્રમ અતિ ઘણું, વર્ણન કરે હરિદાસ. ૧૦૯
સંકટ સુદામા તણું, ટાળે દીન દયાળ,
આપી સમ્પત્તિ અતિઘણી, આણી મનમાં વહાલ. ૧૧૦
કુરુક્ષેત્રમાં આવીઆ, દેશ દેશથી રાય;
પાણ્ડવ, યાદવ, ગોપીઓ, ગોપ, અને યદુરાય. ૧૧૧
કૃષ્ણે ગોપી ગોપને, આપ્યુ ઉત્તમ જ્ઞાન;
આનંદ પામ્યા અતિ ઘણું, દૂર કરી અજ્ઞાન. ૧૧૨
ઋષિઓ સર્વે આવીઆ, પ્રભુના દર્શન કાજ;
વસુદેવ વિનતિ કરી, કૃષ્ણ કરે નિજ કાજ. ૧૧૩

નારદના ઉપદેશથી, યજ્ઞ કરે વસુદેવ,
જેથી ચિત્ર નિર્મળ થયું, થયું જ્ઞાન સ્વયમેવ. ૧૧૪
વસુદેવને કૃષ્ણજી, કહેતા નિર્મળ જ્ઞાન;
પાતાળેથી આણીઆ, દેવકીના સંતાન. ૧૧૫
સન્યાસી અર્જુન થઇ, કરે સુભદ્રા હર્ણ,
મિથિલા નગરીમાં જઇ, કહે જ્ઞાન શ્રીકૃષ્ણ. ૧૧૬
શ્રુતદેવ રાજા અને, સુદેવ બ્રાહ્મણ ઘેર;
મણ્ડળ સાથે આવીઆ કરી ભક્ત પર મહેર. ૧૧૭
પરમાત્મા પરબ્રહ્મની, સ્તુતિ કરે સહુદેવ;
જેનું શ્રવણ કર્યા થકી, દૂર થયા સહુ ખેદ. ૧૧૮
સર્વ અધિક શ્રીકૃષ્ણ છે, સત્વ ગુણ સુખ ધામ;
સર્વ મળી નિશ્ચય કરી, બેઠા નિજ નિજ ઠામ ૧૧૯
બ્રાહ્મણના બાળક લઇ, આવ્યા શ્રી ભગવાન;
નિજ મિત્ર અર્જુન તણું, દૂર કર્યું અભિમાન. ૧૨૦
કૃષ્ણ લીલા શું વર્ણવું. શેષન પામે પાર;
મન વાણી પહોંચે નહીં; એસું પામી હાર. ૧૨૧
નવધા ભક્તિથી થશે, પૂરણ બ્રહ્મ પ્રકાશ;
માટે નેવુથી કહે, શ્રી શુક કૃષ્ણ વિલાસ. ૧૨૨

---

—એકાદશ સ્કન્ધ પ્રારમ્ભ—

એકાદશે મુક્તિ કહે, ઉદ્ધવને ભગવાન;
શ્રવણ મનન કરવા થકી, મટે દેહ અભિમાન. ૧
એકાદશમાં મુક્તિનું, વર્ણન કરે શુકદેવ;
ત્યાં મારો શો આસરો, કેમ કરૂં અહમેવ. ૨

મુક્તિમાં વૈરાગ્યની, જરૂર પહેલી જાણ;
માટે શ્રી કૃષ્ણે કહ્યું, મુશળ પ્રગટ નિર્વાણ. ૩
શાપ અપાવી વિપ્રથી, કરે કુળ સંહાર,
લીલા નટવર લાલની જાણે જાનન હાર. ૪
નારદને વસુદેવજી, પૂછે જોડી હાથ;
દુઃખ રૂપ સંસારથી, તરવા કહો ઉપાય. ૫
નારદ કહે વસુદેવજી, કહું ભાગવત ધર્મ;
નવ યોગેશ્વરે જે કહ્યો, નિમીરાયને મર્મ. ૬
શ્રીહરિને અર્પણ કરે, મન વાણીને કાય;
કૃષ્ણાર્પણ કર્મો કરે, સ્વધર્મ તે કહેવાય. ૭
સર્વ વિષે હરિને જુવે, ભક્ત જગતમાં જેહ;
અભિમાન નહીં ઉર વિષે, સાચો હરિજન તેહ. ૮
જેનાથી સહુ ઉપજ્યું, જેમાં પામે લીન;
તેને માયા જાણવી, કરે જીવને દીન. ૯
દુઃખ રૂપ સંસારમાં, સુખ ન દિશે લેશ;
એવું જાણી પ્રભુ ભજે, ટળશે તેના ક્લેશ. ૧૦
જાગ્રત, સ્વપ્ન, સષુપ્તિને, આદિ અંતમાં જેહ;
અનુભવ રૂપ સાક્ષી સદા, સતચિત આનંદ તેહ. ૧૧
પર બ્રહ્મ પુરૂષોત્તમ, નારાયણ સ્વયમેવ;
બોલે બોલાવે સર્વમાં, તે જાણો શુકદેવ. ૧૨
યથા વિધિ કર્મો કરે, કામ રહિત જન જેહ;
આત્મ જ્ઞાન તેને થશે, એમાં નહીં સંદેહ. ૧૩
શ્રીહરિ લીલાથી ધરે, નામ રૂપ ગુણ જેહ;
તેના કીર્તન શ્રવણથી, તરશો નિસંદેહ. ૧૪

સત્ય યુગમાં ધ્યાનથી, ત્રેતામધ્યે યાગ;
દ્વાપુરમાં પૂજન કરે, કળિ કીર્તન બડભાગ. ૧૫
શ્રીહરિથી સહુ ઉપજ્યા, વર્ણાશ્રમ નરનાર;
દેહ પામી હરિ નહી ભજે, તે જનને ધિઃકાર; ૧૬
એવા નવ યોગેશ્વરે, કહ્યું ભિન્ન ભિન્ન જ્ઞાન;
નીમિ અને વસુદેવને, દૂર થયું અજ્ઞાન. ૧૭
બ્રહ્માદિક દેવો તણી, સ્તુતિ થઈ ભગવાન;
નિજ પદ જાતાં શ્રીહરિ, કહે ભક્તને જ્ઞાન. ૧૮
ઉદ્ધવ કહે અજ્ઞાની હુ, કેમ તરૂં સંસાર;
કૃપા કરી શ્રીકૃષ્ણજી, ઉતારો ભવપાર. ૧૯
કૃષ્ણ કહે ઉદ્ધવ સુણો, સર્વ શાસ્ત્રનો સાર;
નાશવન્ત સહુ દ્રશ્યનો, એક બ્રહ્મ આધાર. ૨૦
સાર સર્વથી જે ગ્રહે, ગુરૂદત્તા ત્રેય પેર;
ભેદ ખેદ ટાળી રહે, નિશદિન આનંદભેર. ૨૧
દેહ સમ્બન્ધ થકી થયો, જન્મ મરણવશ જીવ;
જો જાણે નિજ આતમા, તો તું થાશે શિવ. ૨૨
જ્ઞાન અને અજ્ઞાનથી, થાય મોક્ષને બન્ધ,
પર બ્રહ્મ સત ચિતમાં, નહીં વાસના ગન્ધ. ૨૩
ભક્તિથી મુક્તિ મળે, જો સેવે ગુરૂદેવ;
મુક્ત થાય ક્ષણવારમાં, જો છૂટે અહમેવ. ૨૪
મન ઇન્દ્રિય આદિક સહું, ચેતન પ્રભુથી થાય;
પ્રગટ પ્રભુ ચૈતન્ય ભજે, તો સંશય મટી જાય. ૨૫
સત્સંગથી સહુ સાંપડે, જ્ઞાન ભક્તિ વૈરાગ્ય;
કરે સત્સંગત પ્રેમથી, વિશ્વવિષે બડભાગ્ય. ૨૬

સહુ સાધનમાં શ્રેષ્ટ છે, સેવા સ્મરણને ધ્યાન;
સદ્‌ગુરૂ શરણે રહી કરે, તો મળશે ભગવાન. ૨૭
જેવું જે ચિન્તવન કરે, તેવી સિદ્ધિ થાય;
માટે સહુથી શ્રેષ્ટ છે, પ્રભુ ભકિત મહિમાય. ૨૮
સર્વ વસ્તુમાં શ્રીહરિ, ધરી રૂપ ગુણ નામ;
હરિ હરિ સહુમાં દેખતાં, પામે અવિચળ ધામ. ૨૯
વર્ણાશ્રમના ધર્મ સહુ, ચિત્ત શુદ્ધિને કાજ;
પ્રેમ થકી વર્ણન કરે, ગોવિન્દ ગરિબનિવાજ. ૩૦
અધિકારીના ભેદથી, કર્મ ઉપાસન જ્ઞાન;
ઉદ્ધવને પ્રભુજી કહે, ટળે જેથી અભિમાન. ૩૧
સાંખ્ય વિવેક કરી કહ્યો, પુરૂષ પ્રકૃતિ ભેદ;
જેથી જન્મ મરણ તણો, દૂર થાય સહુ ખેદ. ૩૨
સહન શકિતને પામવા, કદળીનું આખ્યાન;
વર્ણન કરી પોતે કહે, ઉદ્ધવને ભગવાન. ૩૩
સાધુ સંગથી સુખ છે, સ્ત્રી સંગથી દુઃખ થાય;
એવું સમજાવવા કહ્યો, ઐલ ગીત અધ્યાય. ૩૪
ક્રીયા યોગ વિસ્તારથી, કહીને શ્રીભગવાન;
ભકિત જ્ઞાન વૈરાગ્યથી, દૂર કરે અજ્ઞાન. ૩૫
નિમિત્ત મુશળનું કરી, યાદવનો સંહાર;
કરી સ્વધામ વિષે પ્રભુ, આવ્યા જગદાધાર. ૩૬
એકત્રીસ અધ્યાયને, કહ્યો એકાદશ સ્કન્ધ;
ત્રણથી ન્યારા એકને, સમજે છૂટે બન્ધ. ૩૭

---

## —દ્વાદશ સ્કન્ધ પ્રારંભઃ—

દ્વાદશ સ્કન્ધ વિષે કહ્યો, આશ્રય આણી વહાલ;
પાઠ કરે જે પ્રેમથી, તેનો ટળશે કાળ. ૧
રાજાઓના નામથી, કરે અવિદ્યા દૂર;
હું મ્હારૂં તજવા થકી, થાશે હરિ હજુર. ૨
કલિયુગને જાણજો, દોષ તણો ભંડાર;
પણ મોટો ગુણ એજ છે, કીર્તનથી ભવપાર. ૩
પ્રલય કલ્પ માયાથકી, નિત નિત આવે જાય;
પણ બ્રહ્મરૂપ ગુરૂ સદા, નહી આવે નહીં જાય. ૪
શુક કહે પરીક્ષત સુણો, સર્વ શાસ્ત્રનો સારઃ
પરબ્રહ્મ હું આતમા, નહી મુજમાં સંસાર. ૫
સત ચિત આનંદરૂપ હું, અખંડ એક અવિનાશ
સ્થાવર જંગમ સર્વમાં, શબ્દ રૂપ ગુરૂ વાસ. ૬
અનુભવ શબ્દ થકી થશે, શબ્દ અનુભવ એક;
જો માનો તો માન જો સદ ગુરૂ તણો વિવેક. ૭
જન્મ મરણ છે દેહને, સાક્ષીરૂપ હું એક;
વેદ શાસ્ત્રની સાખ મ્હેં, આપી તને અનેક. ૮
શ્રવણ કરાવ્યું શાસ્ત્રઆ, ભાગવત્ બ્રહ્મ સ્વરૂપ;
જો કંઇ સંશય હોય તો, પાછો મુજને પુછ. ૯
કહે પરીક્ષત સંશય નથી, જાણ્યું બ્રહ્મ સ્વરૂપ;
આજ્ઞા આપો દેહને, ત્યાગી થાઉં તદ્રુપ. ૧૦
સદ્ગુરૂ આજ્ઞા આપીને, ગયા સન્તની સાથ;
પરીક્ષત ચરણ વિષે પડ્યો, જોડીને બેઉ હાથ. ૧૧

શ્રી શુકદેવ ગયા પછી, આસન વાળી રાય;
બ્રહ્મ સ્વરૂપ પામી ગયા, પોતે પરીક્ષય રાય. ૧૨
જન્મેજન્ય તક્ષત થકી, જાણી પિતાનો નાશ;
સર્પ સત્ર કરે સર્પથી, પામ્યા સર્વ ત્રાસ. ૧૩
પરબ્રહ્મથી વેદો થયા, અનેક સાખાવાન;
શ્રવણ મનન કરે ભાવથી, તો ભેટે ભગવાન. ૧૪
પુરાણ અષ્ટા દશતણો, વિધ વિધ કરી વિસ્તાર;
સુત પુરાણી સર્વને, સંભળાવે કરી વહાલ. ૧૫
માર્કન્ડેય ઋષિ તણું, ચરિત્ર પુણ્ય પવિત્ર;
પ્રેમ વડે પુરું કર્યું, ગાઈ પ્રભુ ચરિત્ર. ૧૬
અનુક્રમ દ્વાદશ સ્કન્ધના, અધ્યાય દશને ત્રણ;
શ્રવણ કર્યાથી છુટશે, પરિક્ષિત પેરે મર્ણ. ૧૭

**ઇતિ શ્રીમદ્ ભાગવત દ્વાદસ સ્કન્ધ સાર સમાસ.**



॥ ॐ श्री ॥

# કર્મ પ્રકરણં.

**॥ मुमुक्षु हरिजनोने संक्षेप (टुंकाण)मां करवानुं नित्यकर्म ॥**

પોતાનું કલ્યાણ ઇચ્છનાર મુમુક્ષુ ગુરૂમુખી હરિજનોએ બ્રાહ્મમુહૂર્ત (સૂર્યોદયની આગલી બે ઘડી)માં ઉઠી શ્રી હરિસ્મરણ કરવું.

**हरे राम हरे राम राम राम हरे हरे ॥ हरे कृष्ण हरे कृष्ण कृष्ण कृष्ण हरे हरे ॥**

આ મંત્રથી સ્મરણ કરી, પોતાના બેઉ હાથની હથેલી જોઈ પૃથ્વીની નીચલા શ્લોકથી પ્રાર્થના કરવી.

**समुद्रवसने देवि पर्वत स्तनमंडले ॥ विष्णुपत्नि नमस्तुभ्यं पादस्पर्श क्षमस्वमे ॥**

પછી યથાશક્તિ પ્રાતઃસ્મરણ કરી શૌચ જવું.

શૌચને અનુકુળ જગ્યાએ જઇ જળપાત્રને જમણા હાથ ભણી મુકી, મૌનપણે મળમુત્રનો ત્યાગ કરી મૃત્તિકા જલથી ગુદા તથા લીંગ પ્રક્ષાલણ કરી મૃત્તિકા તથા જલ વડે ડાબો હાથ ચારવાર ધોવો તથા બન્નેહાથ મૃત્તિકાવડે ચાર વાર ધોવા પછી શુદ્ધ જળથી આઠ કોગળા કરી દંતધાવન કરવું.

દાતણ કરતાં કરતાં ચાલવું નહીં, તથા બહુ વાતો કરવી નહીં, પછી બરોબર મોઢું ધોઇ, સુર્યનારાયણને નમસ્કાર કરવા તથા ગુરૂદેવ અને શ્રી સત્યનારાયણને નીચલા મંત્રોથી નમસ્કાર કરવા.

सूर्यमंत्रः ॥ जपाकुसुम संकाशं काश्यपेयं महाद्युतिं ॥
तमोरिंसर्व पापघ्नं प्रणतोऽस्मि दिवाकरं ॥

गुरुमंत्रः ॥ अखंड मंडलाकारं व्याप्तंयेन चराचरं ॥
चक्षुरुन्मिलीतं येन तस्मैश्री गुरुवे नमः ॥२॥

सत्यनारायणमंत्रः॥ सत्यनारायणं देवं वंदेहं कामदं प्रभुं ॥
लीलया विततं विश्वं येन तस्मै नमोनमः॥३॥

પછી સ્નાન કરવું.

## स्नानविधि.

તામ્રપાત્રમાં પ્રથમ શીતળ જળ લઇ બેઉ હાથ જોડી નીચે પ્રમાણે પ્રાર્થના કરવી.

पुष्कराद्यानि तिर्थानि गंगाद्याः सरितस्तथा ।
आगच्छंतु पवित्राणि स्नानकाले सदा मम ॥ १ ॥

गंगेच यमुनेचैव गोदावरि सरस्वति ॥
नर्मदे सिंधो कावेरि जलेऽस्मिन् सन्निधिं कुरु ॥ २ ॥

अपामधि पतिस्त्वंच तिर्थेषु वसतिस्तव ॥
वरुणाय नमस्तुभ्यं स्नानानुज्ञां प्रयच्छतु ॥ ३ ॥

એ ત્રણ મંત્રોથી તિર્થોનું આવાહન કરી, જોઇએ તેટલું ઉનું પાણી લઈ સંકલ્પ કરવો.

अद्याद्य महामांगल्यप्रदे अमुक मासे अमुक पक्षे अमुक तिथौ अमुक वासरे सर्वकर्मसु देहशुद्धि सिध्यर्थं प्रातस्नानमहं करिष्ये ॥

પછી યથેષ્ટ સ્નાન કરી શુદ્ધ ધોયેલા ટુવાલથી શરીર લુછી, ધોયેલું શુદ્ધ વસ્ત્ર પેહેરી એકાંત શુદ્ધ જ્યાં દરરોજ નિત્યકર્મ કરવાની જગ્યા હોય ત્યાં પુર્વ અથવા મુખે બેસી નિત્ય કર્મ કરવું.

## ॥ नित्यकर्मविधिः ॥

એકાંત સ્થળે પાટલા ઉપર યા પૃથ્વિ ઉપર ઉનનું આસન પાથરી નિશ્ચિંતપણે શુદ્ધ ગાળેલા જળથી ભરેલા લોટા, જામ, આચમની તરભાણું, અર્ઘ્યપાત્ર, ચંદન, પુષ્પ, ધુપ, દીપ, નૈવેદ્ય, વિગેરે નિત્ય કર્મમાં જોઇતું સાહીત્ય લઇને બેસવું.

પ્રથમ ડાબા હાથમાં ભસ્મ અથવા ગોપીચંદન (શુદ્ધમૃત્તિકા) લઈ જમણે હાથે જળ મૂકી મર્દન કરવું.

मंत्रः ॥ नमःशिवाय—अथवा नमोभगवते वासुदेवाय ॥

એ મંત્રથી અભિમંત્રણ કરી, બન્ને હાથ વડે, લલાટે, હ્દયે, કંઠે બાહુ, કુક્ષિ વિગેરે અંગે ભસ્મ ધારણ કરવી. પછી

चिद्रूपिणि महामाये दिव्य तेजः समन्विते ॥
तिष्ठदेवि शिखाबंधे तेजो वृद्धि कुरुष्वमे ॥

એ મંત્ર ભણી ચોટલીએ ગાંઠ વાળવી, પછી

केशवायनमः नारायणायनमः माधवायनमः

આ મંત્રોથી ત્રણ આચમન કરવાં. પછી

गोविंदायनमः

એ મંત્રથી હાથ ધોઇ નાંખવા.

પછી પ્રાણાયામ કરવો ગુરૂ મંત્રથી અથવા દ્વાદશ અક્ષરથી, ય.અનાશારંધ્રથી શક્તિ પ્રમાણે પ્રાણ ચઢાવવો, પછી બેઉ છીદ્ર બંધ

કરી શક્તિ પ્રમાણે રાખવો, અને જમણે પાસેથી હળવે હળવે પ્રાણ મુકવો, એ પ્રમાણે પુરક, કુંભક, અને રેચકવડે ત્રણ પ્રાણાયામ કરવા પછી ડાબા હાથમાં જળ લઇ જમણા હાથથી.

विष्णुर्विष्णुः वाग्वाक् प्राणःप्राण चक्षुश्चक्षुः श्रोत्रंश्रोतं नाभि।
हृदयं कंठः मुखं शिरः शिखा बाहुभ्यां यशोबलं॥

એ મંત્રથી, નાશીકા, નેત્ર, કાન, નાભી, હૃદય, કંઠ મુખ વિગેરે સ્થાને સ્પર્શ કરવો. પછી હૃદયે નીચેના મંત્રથી જળ છાંટવુ.

अपवित्रः पवित्रोवा सर्वावस्थांगतोऽपिवा॥
यः स्मरेत्पुंडरीकाक्षं सबाह्याभ्यंतरः शुचिः॥

પછી સંકલ્પ કરવો.

अत्राद्य० ममोपात्तदुरितक्षयद्वाराश्री परमेश्वराप्रित्यर्थं प्रातः संध्योपासनमहं करिष्ये॥

પછી ન્યાસ કરવા.

नंपादाभ्यांनमः मोंजानुभ्यांनमः भंकटीभ्यांनमः गंनाभ्येनमः वंहृदयायनमः तें बाहुभ्यांनमः वांकंठायनमः सुंमुखायनमः देंनेत्रायनमः वांललाटायनमः यंमूर्ध्नेनमः नमोभगवतेवासुदेवाय नमः सर्वांगे॥

પછી આસન ઉપર બેસીનેજ સૂર્યનારાયણની ભાવના કરી.

सूर्यमंडल स्थित पुरुषोत्तमायनमः॥
सर्वोपचारार्थे गंधाक्षतपुष्पं समर्पयामि॥

એ મંત્ર ભણી ચંદન પુષ્પ ચઢાવી, અર્ધપાત્રમાં જલ લઇ ગંધ પુષ્પ સહીત, ઉભા થઈ બેઉ હાથે નીચેનો મંત્ર ભણી ત્રણ અર્ધ આપવા.

**नमो विवस्वतेतुभ्यं भास्वते विष्णु तेजसे ।**
**नमः सवित्रे शुचये सवित्रे कर्मदायिने,**

**श्री सूर्यनारायणायनमः एषतेऽर्घः** પછી **नमो भगवते वासुदेवाय**

એ મંત્ર ભણી પોતાની ચારે બાજુ જલ ફેરવવું. પછી ચંદન પુષ્પ બેઉ હાથમાં લઇ હાથ ઉંચા કરી સૂર્યોપસ્થાન કરવું.

**मंत्रः ॥ नमोऽस्त्वनंतायसहस्त्रमूर्तये सहस्त्रपादाक्षिशिरोरुबाहवे ॥**
**सहस्त्रनाम्ने पुरुषाय शाश्वते सहस्त्रकोटि युगधारिणेनमः ॥**

એ મંત્રથી પુષ્પ વધાવી દેવું. પછી ગુરૂ મંત્રથી અથવા દ્વાદશ અક્ષરમંત્રથી એક, પાંચ કે દશ માળા ફેરવવી. પછી સંકલ્પ નીચે પ્રમાણે કરવોઃ—

**अनेन यथाशक्ति जपपूर्वक प्रातःसंध्याख्येनकर्मणा श्री परमेश्वरः प्रीयतां नमम ॥ विष्णवे नमो विष्णवे नमो विष्णवे नमः ॥**

એ પ્રમાણે બને તો મધ્યાન્હ સંધ્યા કરવી. મધ્યાન્હ સંધ્યામાં એક અર્ધ આપવો તથા પ્રાતઃસંધ્યાને બદલે મધ્યાન્હ નામ ફેરવવું તીલક છાપા કરી પછી દેવ પુજન જે આપણને ઇષ્ટસ્વરૂપ હોય તેની અથવા છબીની કરવી. તે ગુરૂમંત્રથી આવાહન, આસન પાદ્ય, અર્ઘ્ય, આચમન, સ્નાન, યજ્ઞોપવિત. વસ્ત્ર, ચંદન, પુષ્પ, ધુપ, દીપ નૈવેદ્ય, આરતિ, અને પુષ્પાંજલીથી પ્રાર્થના વગેરે કરવી એ પુજાનો વિધિ છે; અને વિધિ તો મહા કહેલ છે. પણ યથાશક્તિ કરવી જોઇએ.

શ્રી ઠાકોરજી પધરાવવા માટે સુંદર ગાદી તકીયા કરાવવા, ઉપર સુંદર રેશમી કીનેરીદાર બિછાનું બિછાવવું. શ્રી ઠાકોરજીને ભાતભાતના મનગમતા વાઘા અલંકાર રૂતુઅનુસાર ધરાવવા. જો સ્વરૂપ ( મુર્તિ ) હોય તો સ્નાન કરાવવું અને છબીજી હોય તો સ્વચ્છ ધોયલા કકડાથી લુછીને પછી વાઘા અલંકાર ધરાવવા, તીલક કરવુ, તથા પુષ્પની માળા ધરાવવી, ધુપ દીપ, ઠાકોરજીથી છેટા મુકવા, ભોગ ધરાવવો, તથા શુદ્ધ જળની ઝારી ભરી તાંબુલ બીડી ધરાવી. પછી આરતી કરી, પ્રાર્થના કરવી. પછી શ્રી ઠાકુરજીનુ ધ્યાન હૃદયકમળમાં કરવું. તે એવી રીતે કે હૃદયમાં કમળનું ધ્યાન કરવું અને તે મધ્યે સૂર્ય ચંદ્ર, અગ્નિની ધારણા કરી અગ્નિના તેજમાં ઇષ્ટ મુર્તિનું ધ્યાન કરવું અને માનસિક સેવા કરવી. જેમ જેમ માનસિક સેવા વધતી જાય તેમ તેમ સંસારની વાસનાઓ ક્ષિણ થતી જાય છે અને તે વાસના ક્ષય થવાથીજ અક્ષય ધામની પ્રાપ્તિ થાય છે.

પછી ભાગવત, ગિતા, કે સ્તોત્ર પાઠ કરી સેવા સમાપ્તિ કરવી. અને બહાર ચોગાન કામ કાજે જવું પણ હરતાં ફરતાં કામ કાજ કરતાં પ્રભુનું સ્મરણ ભૂલવું નહીં इतिप्रातःकृत्यं ॥

## अथभोजन विधी.

બને તો સ્નાન કરીને નહીં તો હાથપગ ધોઈ કોગળાં કરી શુદ્ધ વસ્ત્ર બદલીને જમવા બેસવું. જમતી વખતે પીરસાઈ રહ્યા પછી જમણા હાથમાં જળ લઇ ત્રણવાર ગુરૂમંત્ર ભણી થાળ ઉપર છાંટવું. થાળમાં તુળશીપત્ર પધરાવવું. તથા થાળ નીચે પાણીનું ચોખંડું વેંતનું મંડળ કરવું. તેની ઉપર થાળ પધરાવવી શ્રી ઠાકોરજીને ભોગ

धराववे. पछी थाळनी पाछळ जळनुं कुंडाळुं करी जमणा हाथ भणी, भातनी त्रण ओर जेवडी ढगली नीचेना मंत्रो भणी मुकवी.

भूपतयेनमः भूवनपतयेनमः भूतानांपतयेनमः

पछी जमणा हाथमां आचमन लइ.

अहं ब्रह्मरसोविष्णु र्भोक्तादेवो महेश्वरः ॥
एवं ध्यात्वा द्विजोभूंक्ते सोऽन्नदोषैर्न लिप्यते,

ए मंत्र भणी आचमन लेवुं. पछी घी वाळा भातना पांच ग्रास ओर जेवडा नीचेनो एकेक मंत्र भणीने लेवा.

प्राणायनमः १ अपानायनमः २ व्यानायनमः ३ समानायनमः ४ उदानायनमः ५

ए ग्रासो दांते चाव्याविना मात्र जीभ वडेज गळी जवा, ने ते पछी डाबा हाथ वडे बे आंखोए जळनो स्पर्श करी इच्छा प्रमाणे भोजन करवुं. भोजन करतां कोइने अडकवुं नहि, कोइनुं उच्छीष्ट जमवुं नहीं कोइनुं पीधेलुं पाणी पीवुं नहीं, तेम पोते पण लोटाने जाम बे राखवां, जामवडेज पाणी पीवुं. एटले बधुं जळ उच्छीष्ट थाय नहीं. पछी जमी रही आचमन लइने उठवुं जमतां जमतां निषिद्ध शब्दो बोलवा नहीं; अने मुनीव्रते जमवुं ए वधारे उत्तम छे. पछी बहार जई हाथ तथा मुख शुद्ध करी बार कोगळा करी पाछळ सोपारी खावुं. पछीज वस्त्र बदलवां.

---

इति भोजन विधिः

## ॥अथ सायंकाळ विधिः॥

સાયંકાળે દીવાનાં દર્શન કરી સ્તુતિ કરવી.

दीपोज्योति परब्रह्म दीपोज्योतिर्जनार्दनः ॥
दीपोहरतुमे पापं संध्यादीप नमोस्तुते ॥
शुभं करोतु कल्याण मारोग्यं सुख संपदं ॥
शत्रुबुद्धि विनाशंच दीप ज्योति र्नमोस्तुते ॥

પછી પાસે બેઠેલા હરિજન વૈષ્નવોને જય શ્રીકૃષ્ણ કરવા.

સાયંકાળે બને તો સ્નાન કરી નહીં તો હાથ પગ ધોઇ કોગળા કરી સાયં સંધ્યાજ ફકત કરવી. તેમાં સૂર્યને ત્રણ અર્ધ્ય આપવા અને એક માળા ફેરવવી ફકત પ્રાતઃસંધ્યા. પછી મધ્યાન્હ સંધ્યા અને સાંજે સાયં સંધ્યા એવું નામજ ફેરવવાનું છે પછી વાળું કરી સમાગમ થતો હોય તો ત્યાં જવું નહીં તો ઘેરજ બેસી કલાક ભાગવત વિગેરેનું વાંચન કરી દશ વાગ્યાની અંદર સુઇ જવું; શયન કરતી વખતે પથારીમાં બેસી.

हरे राम हरे राम राम राम हरे हरे ॥
हरे कृष्ण हरे कृष्ण कृष्ण कृष्ण हरे हरे ॥

એ મંત્ર દશવાર ભણી શુદ્ધ આત્મ વિચાર અને ઇશ્વર સ્મરણ કરતાં નદ્રિાવશ થવું.

इतिश्रीशुकदेवोक्त संक्षिप्त सर्वधर्म सामान्य नित्यकर्म समाप्तं ॥

# સિદ્ધાન્ત સારાષ્ટક

—(૦)—

## છંદ ભૂજંગી

જગ જંજાળ મિથ્યા અને બ્રહ્મ સત્ય.
એવો દ્દઢ નિશ્ચય જો થાય નિત્ય,
તેનું નામ વિવેક શાસ્ત્રો કહે છે;
મુમુક્ષુ તણા હૃદયમાં જે રહે છે. ૧

રહે હૃદયમાં સત્ય વિવેક જેને.
સદા ભોગ સહુ રોગ ભાસેજ તેને;
નહિં ત્રણ કાળે કદી ભોગ ઇચ્છે,
તેનું નામ વૈરાગ્ય શાસ્ત્રો કહે છે. ૨

સદા વાસના ત્યાગ તે શમ જાણો.
સહુ ઇંદ્રિયો વશ તે દમ માનો;
સહન શિલતાને તિતિક્ષા કહે છે,
પ્રપંચોની વૃત્તિ ઉપરામ જે છે. ૩

ગુરૂ શાસ્ત્ર વિશ્વાસ શ્રદ્ધા ગ્રહીને,
મુમુક્ષુ થઇ એક લક્ષે રહીને;
કરી સાધનો સિદ્ધ સહુ દુઃખ હરવા.
સેવે સદ્‌ગુરૂ શરણ સંસાર તરવા. ૪

કરે શ્રવણ જે નિત્ય વેદાંત વાણી,
તેને દુર થઇ જાણે સંસાર ધાણી;

કરે મનન જો મન થકી યુક્તિથી જે.
સહુ વાક્યનો સાર હૈયે ધરે તે. ૫

ગુરૂ શાસ્ત્ર વેદાંત વાણી વિચારી,
પ્રપંચોની વૃત્તિ મુકી છે વિસારી.
નહિં અન્ય વૃત્તિ કદી થાય જ્યારે,
નિદિધ્યાસ તેને કહે સંત ત્યારે. ૬

વિચારી વિચારી મહા વાક્ય ચાર,
સહુ શાસ્ત્રમાંથી ગ્રહી એક સાર,
કરે ક્ષીરને નીર બુદ્ધિથી ભિન્ન.
રહે [illegible] વૃત્તિઓ નિત્ય લિન. ૭

ત્રણુ દેહને કોશ પાંચે ન ભાસે,
અવસ્થા સદા દેહને નહિં જણાશે.
સદા એક અદ્વૈત અખંડ બ્રહ્મ,
જેને પ્રાપ્ત થાય નહિં ચાર કર્મ. ૮

દેખે સાંભળે બ્રહ્મ વિના ન અન્ય,
અહ બ્રહ્મ હું બ્રહ્મ વૃત્તિ અનન્ય.
સહુ વૃત્તિ વિશ્રામ પામી રહે જે,
શુકદેવની સાન સમજી ગયો તે. ૯



# અથ પરાપૂજા પ્રારંભ.

---

## હરિગીત છંદ.

શ્રી ગુરુ દેવ દયાળ સ્વામી, ભવ વિષે ભૂલો પડયો,
ફરી ફરી થાકયો ઘણું, મને માર્ગ એકે નવ જડયો.
કૃપા કરી પ્રભુ પ્રેમથી, રંક દાસ સામુ ભાળજો;
દુઃખ રૂપ સંસારથી, પ્રભુ દયા કરીને તારજો.

દિનાનાથ દયા ધરીને હું, દિનની વહારે ચઢો,
નથી બેલી કોઇ મહારો માટે, વિઠ્ઠલ નહીં વીલંબ કરો;
પતિત પાવન નામ, જગ જાહેર છે પ્રભુ આપનું,
ચરણ શરણે જે પડે, તેને દુઃખ નડે નહીં પાપનું. ૨

એવું જાણીને હું શરણ આવ્યો, માટે દોષ મ્હારા દૂર કરો,
પ્રેમથી પાવન કરી, મ્હારી વિનતિ ઉરમાં ધરો;
હું અપરાધી છું ખરો પણ, બલવતનું બ્હાનું ધરી,
બેઠો હું નિરાંતથી, હવે ગમે તે કરજો શ્રી હરિ. ૩

ધન ધરા ને ધામનું, શું કામ માહારે છે પ્રભુ,
દયા થાશે આપની, તો રાત દીન તમને ભજું;
ભક્તિ શક્તિ જ્ઞાન ભાન, દેશે નહિ મારે વિશે,
નથી જ્ઞાનનું સાધન, તથાપી આશ છે મનને વિશે. ૪

તારશો ? નહિ પાડશો એમ નિશ્ચય મનમાં ધારીને,
શાસ્ત્ર પૂરાણની શાખથી, મેં રાખ્યું મનને વારીને;

પૂર્ણ રૂપે પોતેજ છો, ત્યાં આવાહન હું કેમ કરૂં,
આધાર રૂપ છો સર્વના, ત્યારે આસન સારૂં શું ધરૂં. ૫

નિર્મળ સ્વચ્છજ આપ છો, મળ રહિત મ્હારા નાથજી,
ત્યારે પાદ્ય અર્ઘ્યને સ્નાન તે, કરાવું શી રીતથી;
વિશ્વ રચ્યું જેના ઉદરમાં, તેને વસ્ત્ર કેમ કરીને ધરૂં ?
સર્વ શોભે જેનાથકી, તેને શણગાર શું અર્પણ કરૂં? ૬

જેની સુગંધી સહુ વિષે, તેને ગંધ પુષ્પને ધુપ શું,
ચંદ્ર સૂર્ય અગ્નિ પ્રકાશે, તેની આગળ દિપ શું;
તૃપ્ત કરે સહુ વિશ્વને, તેને નૈવેદ્ય હું શાનું ધરૂં,
દ્રવ્ય દામોદરજી તણું, ત્યારે દક્ષણા શાની ધરૂં. ૭

નામ રૂપને ગુણ થકી, વ્યાપી રહ્યા સહુ વિશ્વમાં,
ત્યારે કેમ કરી કરૂં આરતી, અને વિશ્વરૂપની પરિક્રમા;
મનવાણી ને બુદ્ધિ તે, [illegible] આપની શક્તિ વડે,
હવે પૂજા કરવા નાથજી, [illegible] મથી કાંઇ નહીં જડે, ૮

તોપણ ત્રીકમ સ્નેહ [illegible] ચિત્ત ચંદન શ્રીહરિ,
પ્રેમ પુષ્પને ધ્યાન [illegible] કરૂં હું કરગરી;
ભાવરૂપ ભોજ [illegible] પ્રેમથી, આરોગશો,
દેહ દ્રવ્યની [illegible] અપરાધ શો ? ૯

આરતની [illegible] વિનવું મારા નાથને;
નિતી રીતિ કે પ્રિત નથી, માટે નિભાવી લ્યો દાસને.
હું પાંખડી પાપી પૂરો, કામી ક્રોધી છું અતિ;
શોક મોહને લોભમાં હું, વહી ગયો છું શ્રીપતિ. ૧૦

દોશ જોતાં દાસના, કેમ પાળશો તમને પ્રભુ,
કોટી કોટી જન તારિયા, તેમાં એક હું કેમ નહિ વિભુ;
કાલા વાલા દાસના ધરી, ધ્યાનમાં ગોવીંદ તમે,
રડી પડીને રિઝવવા હું, બેઠો છું પ્રભુ આ સમે. ૧

ત્રાહિ ત્રાહિ મુખથકી, પોકાર પાડું શ્રીહરિ,
વાર વાર વિશ્વેશ્વર, વિનતિ કરૂં છું કરગરી,
શ્રી શુકદેવ દયાળ માથે, બિરાજો સમરથ ધણી,
સહુ હરિજનોના સ્નેહથી, ગણપતે વિપત્તિ નહિ ગણી. ૨

**इति पत्रपूजा संपूर्ण.**



## શ્રી શુદ્ધાષ્ટક.

### હરિગીત છંદ.

ભેદ્ય ભેદને પૂણ્ય પાપો, મોહ માયા દુર ગયાં,
ગુરૂ વચનથી દુઃખરૂપ, સંશય સહુ શાંતિ થયા;
બાવન બહાર પરાથી પાર, ત્રિમૂકત પદને નિરખીયું,
ગુણ રહિત તે માર્ગમાં, પછી વિધિને નિષેધ શું ? ૧

સહુ શરિરમાં એક આત્મા બહાર ભિત્તર નિરખીયો,
ગગન પેરે પૂર્ણ રીતે, સર્વમાં વ્યાપી રહ્યો;
મૂળ કારણથી પછી કાંય, કાર્ય બાકી નવ રહ્યું,
ગુણ રહિત તે માર્ગમાં, પછી વિધિને નિષેધ શું ? ૨

ધાટ અગ્નિમાં ગળી, જેમ સોના રૂપે થઇ રહ્યું,
દુધમાં જેમ દુધ, પાણી પાણીમાં એકજ થયું;
એમ જીવ ઉપાધી મટતાં, એક રૂપે થઇ રહ્યું;
ગુણ રહિત તે માર્ગમાં, પછી વિધિને નિષેધ શું ? ૩

જેને વિષે પંચ ભૂતરૂપ, અખિલ વિશ્વ સમી ગયું,
લવણ કેરૂં પુતળું તે, જળવિષે જળ થઇ રહ્યું;
બોધ રૂપ અમૃત સત ચિત, આનંદ પદને નિરખીયું,
ગુણ રહિત તે માર્ગમાં પછી વિધિને નિષેધ શું ? ૪

નદિઓના નામ રૂપ, સાગર વિષે જેમ શમી ગયા,
પૂર્ણ આનંદ રૂપમાં, તેમ કલેશ સહુ શાંતિ થયા;

જીવ ઉપાધિ મટી સંસારે બ્રહ્મરૂપ ભાસી રહ્યું,
ગુણ રહિત તે માર્ગમાં, પછી વિધિને નિષેધ શું? ૫

પોતે પોતામાંહી અનુભવ, જ્ઞાન સૂર્યજ ઉગિયો,
ગગનરૂપ આનંદ ઘન, પોતે પ્રકાશિત થઈ રહ્યો;
ત્યારે કોણ હું ને કોણ તું, સહુ પ્રપંચ તિમિર મટી ગયું,
ગુણ રહિત તે માર્ગમાં, પછી વિધિને નિષેધ શું? ૬

કરવું નહીં કરવું રહ્યું નહિં, કાંઈ જીવન મુક્તિમાં,
સત્વ નહિં ભાસે કદી, જેમ દગ્ધ થયેલા વસ્ત્રમાં;
એમ દેહ જોવા માત્રનો, ને લક્ષતો એકજ થયું,
ગુણ રહિત તે માર્ગમાં, પછી વિધિને, નિષેધ શું? ૭

માયા વનમાં જ્ઞાન અગ્નિ, ધ્યાન વાયુથી થયો,
ત્યારે પૂર્ણ રૂપે પોતે સહુમાં, સત્ય રૂપે થઇ રહ્યો;
વિમળ દૃષ્ટિ તેહની, જેણે સત્ય રૂપને નિરખીયું,
ગુણ રહિત તે માર્ગમાં, પછી વિધિને નિષેધ શું? ૮

ગુરૂ શ્રીશુકદેવજીનાં, વચન જીવન મુક્તિનાં,
મુક્ત રૂપનું ધ્યાન ધરવા, અધિકારિને કહ્યાં;
ગણપત તેને ગુરૂગમથી, જાણીને ચિત્તમાં ધરો,
મુક્ત પદને પામવા, સાધન ચતુષ્ટય આદરો. ૯

**इति श्री शुकाष्टकं संपूर्ण.**

# ચતુશ્લોકી ભાગવતસાર.

શુકદેવ કહે સુણરાય, ચતુશ્લોક તણો મહિમાય;
ભક્તિ અનુભવ સહિતજ જ્ઞાન, કહે બ્રહ્માને શ્રી ભગવાન. ૧

પ્રભુ શ્રી મુખે બોલ્યા વાણ, સર્વ રૂપ મને તુ જાણ;
આદિ મધ્ય ને અંતમાં હું છું; ચરાચર વિષે હું વસું છું. ૨

નામ રૂપ વડે જે દેખાય, ગુણકર્મથી ગ્રહણ જ થાય;
તેને જાણજે શકિત તુ મ્હારી, લેજે અનુભવ નેત્રે વિચારી. ૩

ખોટું હોય ને સાચું દેખાય, સાચું હોય ને નહીં દરશાય,
તેને જાણજે મારી તું માયા, જેમ રાહુ અને જેવી છાયા. ૪

ઘટ મઠ ને મહદાકાશ, ભિન્ન ભાસે ઉપાધિથી ભાસ;
સઉમાં વ્યાપક સઉથી ન્યારૂં, જો જો અનુભવથી રૂપ મ્હારૂ. ૫

સહુ નાશ થતાં રહે જેહ; મ્હારૂં રૂપ સમજજો તેહ;
દયા હરિ ગુરૂ સંતની થાશે, ત્યારે શુદ્ધ સ્વરૂપ જણાશે. ૬

એવું નારાયણે કહ્યું જ્યારે, બ્રહ્મદેવે ગ્રહણ કર્યું ત્યારે;
તેણે સૃષ્ટિ રચિ અતિ ભારી, રાખ્યું જ્ઞાન હૃદયમાં સંભારી. ૭

આ છે વેદ પૂરાણનો સાર, કરે પાઠ જે નર ને નાર;
તેના હૃદયમાં શ્યામનો વાસ, કહે ગણપત દાસનો દાસ. ૮

**इतिश्री चतुश्लोकी भागवत सार संपूर्ण.**

---

[illegible]

# સમશ્લોકી ગીતાસાર.

ગીતાસાર કહે શુકદેવ, સુણો સુણો દુર કરી અહમેવ;
નર નારાયણ એક રૂપ, તેનું શિષ્ય ગુરનું સ્વરૂપ. ૧
નર રૂપ અર્જુન અધિકારી, જાણી કહે છે શ્રી કુંજબિહારી;
મારૂં રૂપ ઓંકાર જાણી, મને ભજશે જે ઉત્તમ પ્રાણી. ૨
તરી જાશે તેક્ષણમાં જન, જેનું મારે વિષે છે મન;
મારે વિષે છે વિશ્વાનો વાસ, નિશ્ચય કરજે રાખી વિશ્વાસ. ૩
સર્વ વિશ્વ તે મુજને નમે છે, જપ તપ થકી દેહ દમે છે;
પ્રિતિ મેળવવાને મારી, ધરે ધ્યાન સઉ નર નારી. ૪
સર્વ વસ્તુમાં વાસ છે મારો, ત્યારે દેહ કેમ થશે તારો;
શુદ્ધ બુદ્ધ ને મુકત સ્વરૂપ; આદિ અંતરમાં એક જ રૂપ ૫
જેનો મહીમા અગમ અગાધ, સર્વ વ્યાપક સર્વ પ્રકાશ;
એવું જાણી મને ભજે જેહ, બ્રહ્મરૂપ થશે નર તેહ. ૬
જેનું મૂળ ઊંચું નિચી ડાળ, એવું અશ્વત્થ વૃક્ષ વિશાળ;
તેને તત્વ સહિત જે જાણી, ત્યારે મટશે ચોરાશીની ઘાણી. ૭
સર્વ પ્રાણીના હૃદયમાં હું છું, સ્મૃતિ જ્ઞાન સઉને કરૂં છું
એવો નિશ્ચય મનમાં આણ, જેમાં વેદ વેદાંત પ્રમાણ. ૮
મારે વિષે તું મનને રાખ, મારો ભક્ત થઇ રસ ચાખ;
સર્વ રૂપ મને તું ભજજે. સર્વે સંશય મનથી તજજે. ૯
ભજો ભાવ થકી શુકદેવ, કરી દુર સઉ અહમેવ;
કહે ગણપત દાસનો દાસ, મારા વહાલાનો વિશ્વમાં વાસ. ૧૦

**इति श्री समश्लोकी गीतासार संपूर्ण**

# શ્રીમદ્ ભાગવતની આરતી.



જયદેવ જયદેવ, જયજય શ્રી કૃષ્ણા ( ૨ )
શ્રી હરિના ગુણુ ગાવા ( ૨ ) અતિ પોંહેચે તૃષ્ણા, જયદેવ ૧
પ્રથમે પરિક્ષિત આખ્યાન, વરણુવ્યું સુખકારી ( ૨ )
શ્રાપ પામીને પોતે ( ૨ ) ગાયા ગિરિધારી જયદેવ ૨
બીજે શ્રી શુકદેવે, જ્ઞાન કહ્યું ભારી ( ૨ )
સ્થૂળ સૂક્ષ્મના રૂપે ( ૨ ) અતિશય હિતકારી જયદેવ ૩
ત્રીજે વિદૂર નિકળ્યા ઘેરથી, તીર્થો કરવાને ( ૨ )
યમુનાજીને તીરે ( ૨ ) મળીયા મૈત્રેયને જયદેવ ૪
મૈત્રેય રૂષિયે વિદૂરને, જ્ઞાન કહ્યું ભારી ( ૨ )
કપિલ ગિતા રૂપે ( ૨ ) મનોહર સુખકારી જયદેવ ૫
ચોથે દક્ષ યજ્ઞની વાત, વિસ્તારે વરણી ( ૨ )
ધ્રૂવ પૃથુનું આખ્યાન ( ૨ ) પૂરંજન કરણી જયદેવ ૬
પાંચમે પ્રિયવ્રત્તની વાત, ભરતાખ્યાન કહ્યું ( ૨ )
ભૂગોળ ખગોળને કહી પછી ( ૨ ) નરકાખ્યાન કહ્યું જયદેવ ૭
છઠ્ઠે અજામેલ આખ્યાન નારાયણુ કવચ કહ્યું ( ૨ )
ઇંદ્ર વિજયને કહી પછી ( ૨ ) વ્રત અતિ શ્રેષ્ઠ લખ્યું; જયદેવ ૮
સાતમે પ્રલ્હાદનું આખ્યાન, વરણવ્યું વિસ્તારે ( ૨ )
ચારે વર્ણના ધર્મો ( ૨ ) કથીયા મહારાજે જયદેવ ૯

આઠમે ગજેન્દ્રનું આખ્યાન, સાગર મથન કર્યું (૨)
બલી રાજાને યાચી (૨) સઘળું હરણ કર્યું; જયદેવ ૧૦

નવમે ચંદ્ર સૂર્યનાં વંશ, આખ્યાન સહિત કહ્યા (૨)
અનેક રાયનાં નામો (૨) મુખે નવ જાય કહ્યાં. જયદેવ ૧૧

દશમે કારાગ્રહમાં, પ્રગટયા મુરારિ (૨)
ગોકુળમાં જઇ લીલા (૨) કીધી અતિભારી જયદેવ ૧૨

કંસાદિક સહુ દુષ્ટો, દમીયા મહારાજે (૨)
દ્વારામતિ જઈ વસીયા (૨) ભક્તોને કાજે; જયદેવ ૧૩

એકાદશે ઉદ્ધવને, જ્ઞાન કહ્યું ભારી (૨)
વિચાર કર્યાથી તરિયાં (૨) અગણિત નરનારિ; જયદેવ ૧૪

દ્વાદશ સ્કંધ અનૂપ કળિ વરણન કર્યું (૨)
પરીક્ષિત મોક્ષ કરીને (૨) પુસ્તક પુરૂં કર્યું; જયદેવ ૧૫

દ્વાદશ સ્કંધની આરતી, જે કોઇ ગાશે (૨)
શ્રી શુકદેવ કૃપાથી (૨) સુખશાંતિ થાશે; જયદેવ ૧૬

**(इति श्रीमद् भागवत द्वादश स्कंधनी आरती संपूर्ण.)**

---

## સાધન માળા.

---

### સાધન માળા.

શ્રી ગુરૂદેવ વિનંતિ કરૂં; હૃદય કમળમાં ધ્યાનજ ધરૂં;
આધિ વ્યાધિ વળગ્યાં બહુ, એ દુઃખ કોને જઇને કહું. ૧
જન્મ મરણ કેમ ટળશે ગુરૂ, સાધન એવાં શું આદરૂં,
જ્ઞાન હૃદયમાં ક્યારે થશે, મન શાંતિ ક્યારે પામશે. ૨
વચન શુણી શુકદેવજ વદે, હરિજન હોય તે ધરજો રૂદે;
હિંસા મન વાણીને કાય, જાણી જોઇ કદી નહિ થાય. ૩
સત્ય વચન નિત ભાખે મુખ, કોઇના ચિત્તને દે નહિ દુઃખ;
બ્રહ્મચર્ય પાળે બહુ પેર, કોઇ સાથે નહિ રાખે વેર. ૪
ક્ષમા દયા ને ધીરજ ધરે, ભોજન શુદ્ધ નિરંતર કરે;
તપ સંતોષ પ્રભુ વિશ્વાસ, સંત સમાગમમાં નિત વાસ. ૫
નિયમ ધરી નિત્ય ધ્યાનજ ધરે, ગુરૂ શબ્દનું રટણુજ કરે;
સાધન જ્ઞાન થવાને કાજ, શ્રી મુખે વદીયા મહારાજ. ૬
પ્રેમ કરીને દિલમાં ધરો, તો ભવસાગર સેહેજે તરો;
ભ્રાંતિ ભાગી થાશે જ્ઞાન, તો તુજને ભાસે ભગવાન. ૭
સત્યરૂપ વ્યાપક છે હરિ, ભાસે નહિ અજ્ઞાને કરી;
માટે રાખો નિત્ય વિવેક, સત્ય નામની ધરવી ટેક. ૮
દેહ ભાવને કરશો દુર. તો તું બ્રહ્મરૂપ ભરપૂર;
ગણપત સહુ હરિજનનો દાસ; શ્રી શુકદેવનો સખ ઘટવાસ. ૯

**ઇતિ સાધનમાળા સંપૂર્ણ.**

---

ध्यानमूलं गुरुमूर्ते पूजामूलं गुरुपदं ।
मंत्रमूलं गुरु वाक्यं, मोक्षमूलं गुरु कृपा ॥१॥
श्लोकः—गुरु पादोदकं पीत्वा गुरो रुच्छिष्ट भोजनं ।
गुरु मूर्तेः सदाध्यानं गुरु मंत्र सदाजपेत् ॥२॥
गुरु ब्रह्मा गुरु विष्णुः गुरु देवो महेश्वरः ।
गुरुरेव परब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥३॥

## ધુન્ય.

જય શ્રીરાધા વલ્લભ ગોવિંદ ગોપાળ વાસુદેવ.
ગોપાળ વાસુદેવ, ગોપાળ વાસુદેવ. (૨) જય શ્રીરાધા૦
જય શ્રી શુકદેવ, જય શ્રી શુકદેવ, જય શ્રી શુકદેવ, જય શ્રી શુકદેવ.
શુકદેવ શુકદેવ શુકદેવ શુકદેવ શુકદેવ શુકદેવ
"શ્રીશુકદેવ મહારાજકી જય, નર્મદે માતકી જય, સત્યનારાણ દેવકી જે."

---

## મહાપ્રાર્થના

રાગ—શ્રીવલ્લભ વિઠ્ઠલ શ્રીજી સ્વામી; શામળીઆ—મ્હાલા,

જય શ્રી શુકદેવ દયાળુ સ્વામી, સદ્‌ગુરૂજી મ્હારા.
છો વ્યાપક ને બહુ નામી, રહો મનમાં મ્હારા—ટેક.
શબ્દ સ્વરૂપે રહ્યા જગમાં, સદ્૦ સ્થાવર જંગમને જળ સ્થળમાં. રહો ૧
પાંચ તત્ત્વોથી સઘમાં ભાસો, સદ્૦ રહ્યા સતોમાં વહીવાસો; રહો ૨
જ્ઞાન ભક્તિનો રસ પાવા, સદ્૦ પ્રકટ્યા છો લાડ લડાવા; રહો. ૩
લીલા તમારી અતિ ભારી, સદ્૦ જોઇને બુદ્ધિ બેઠી છે હારી. રહો ૪
મ્હાનું ધરીને બેઠા ચરણે, સદ્૦ [illegible] અણુપતને રાખો શરણે. રહો ૫

(શ્રી શુક સિદ્ધાન્ત, પંચરત્ન વગેરે સમાપ્ત.)

# પુસ્તકો મળવાના ઠેકાણાં



અંકલેશ્વર—શ્રી શુકદેવ મહારાજના મંદિરમાં

સુરત—હરિપ્રસાદ બાળમુકુન્દ ભટ્ટ. ઠે. હરિપુરા ભવાનીનો વડ,
"સત્સંગ ભુવન"

મુંબાઈ—કૃષ્ણપ્રસાદ શિવશંકર ભટ્ટ. ઠે. નવી સુખાનંદ ચાલ, રૂમ
નં. ૨૭ હીરાબાગ પાછળ સી. પી. ટેંક પો. નં. ૪

તડકેશ્વર—મહારાજ શ્રી જગન્નાથજી તા. માંડવી વાયા કીમ.

શ્રીશુકક્ષેત્ર—મહારાજ શ્રી લક્ષ્મણજી નર્મદાતટ ઉપર નાંદોદ લાઈન
પોસ્ટ પ્રતાપ નગર

શીસોદ્રા—ઉપાધ્યાય રામશંકર ફકીરભાઈ તા. અંકલેશ્વર કોસંબા થઈને

ભરૂચ—પ્રીતમલાલ છગનલાલ ઝવેરી ઠે. ભુતનાથ મહાદેવ આગળ



# સૂચીપત્ર

## જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિથી ભરપુર ઉત્તમ વાંચવા લાયક

### —: પુસ્તકો :—

**શ્રીમદ્ શ્રોત્રિય બ્રહ્મનિષ્ટ શ્રીસદ્ગુરૂ શુકાચાર્ય મહારાજ તરફથી પ્રકટ થએલાં પુસ્તકો**

| | | | | |
|---|---|---|---|---|
| શ્રી શુકદેવ વાણીવિલાસ ભાગ ૧ લો | ... | ... | | ૦– |
| શ્રી શુકદેવ વાણીવિલાસ ભાગ ૨ જો | ... | ... | | ૦– |
| શ્રી શુકદેવ નવરત્ન પ્રકાશ | ... | ... | ... | ૦– |
| શ્રી શુકગીતા | ... | ... | ... | ૦–૪–૦ |
| શ્રી સપ્તાહહિક વ્યાખ્યાનો | ... | ... | ... | ૦–૪–૦ |
| શ્રી સનાતન ધર્મ રહસ્ય | ... | ... | ... | ૦–૨–૦ |
| શ્રીમદ્ ભાગવત આરતિ | ... | ... | ... | ૦–૦–૬ |
| શ્રી કર્તવ્ય વીધી [નિત્ય નિયમ]... | ... | ... | | ૦–૧–૦ |
| **શ્રી શુકોપનિષદ્** | ... | ... | ... | ૦–૧–૦ |

**શ્રી સદ્ગુરૂ શુકદેવ આશ્રિત શ્રેયસાધક વર્ગ તરફથી પ્રકટ થએલા પુસ્તકો**

**ખાસ સત્સાધકો માટે ઘટાડેલા ભાવ**

| | | | |
|---|---|---|---|
| સુબોધ–સાગર ભાગ ૧લો સોનેરી પાકું પુઠું | ... | ... | ૧–૮–૦ |
| સુબોધ–સાગર ભાગ ૧લો સાદું પાકું પુઠું... | | ... | ૧–૪–૦ |
| સદ્ગુરૂ મહાત્મ્ય અને ભજન નિત્યપદ્ધતિ ... | | ... | ૦–૨–૦ |
| ગજલ ગુચ્છ | ... | ... ... ... | ૦–૧–૦ |
| શ્રી સદ્ગુરૂ શુકદેવ મહારાજના ફોટા | ... | ... | ૦–૧–૦ |
| શ્રી સદ્ગુરૂ તથા તેમનાં અર્ધાંગ શક્તિના ફોટા | | ... | ૦–૧–૬ |

પોષ્ટ દ્વારા મંગાવનારને પોષ્ટ ખર્ચ જુદું સમજવું.